## આશીર્વાદ પ્રદાતા ગુરુવર્યશ્રી




## પૂ. ધીરજલાલજી સ્વામી

ભારતીય સંસ્કૃતિ, ધર્મ અને દર્શનમાં સદ્‌ગુરુનું મળવું અમૂલ્ય છે. ગુરુ ઘણા મળી શકે છે પરંતુ સદ્‌ગુરુ મળવા સૌભાગ્યની વાત છે. ભલે એમનો દેહ સાથે હોય કે ન હોય પરંતુ એમનો વિચારદેહ સદાય આકાશદીપ સમાન જીવન રાહને ઉજ્જવળ કરી પ્રકાશ આપે છે. કબીરસાહેબનો એક દોહો છે જેમાં સદ્‌ગુરુનું ઊંડું મૂલ્ય સમજાવ્યું છે-

**सदगुरु हमसों रीझकर कहा एक परसंग ।**
**बादल बरसा प्रेमका भीन्ज गया सब अंग ।।**

સૌથી પહેલી વાત સદ્‌ગુરુનું શિષ્ય પર રીઝવું, પ્રસન્ન થવું, પછી એવો કોઈ અનોખો પ્રસંગ ધીરેથી કહેવો જે સદાય જીવનપાથેય બની રહે.

શિષ્યની પાત્રતા પારખીને જ સદ્‌ગુરુ એને શિષ્યમાંથી સુશિષ્ય બનાવે છે ત્યારે પ્રેમ વરસે છે અને રોમ રોમ ભીંજાઈ જાય છે. આ એક અંતરની ગાઢ પ્રક્રિયા છે જે માત્ર મહેસૂસ કરી શકાય છે.

એવા ગુરુવર્ય પ.પૂ.ધીરજલાલ સ્વામીજીની આશીષવર્ષા પ્રત્યેક વ્યક્તિ પર વરસી રહે અને સમાજ નિર્વ્યસની બની સુંદર, સ્વસ્થ, સદ્‌ચરિત્રવાન અને ઈમાનદાર બને એજ અભ્યર્થના...



પ.પૂ. નરેશમુનિ 'આનંદ'



પ.પૂ. ઓજસમુનિ 'મંગલ'

''સાર્થક થાય અમ જીવન,
જો બને સમાજ ઈમાનદાર;
સર્વત્ર રહે 'આનંદ-'મંગલ',
બને જો સૌ જવાબદાર.''

''વરસી રહ્યાં છે અમ પરિવાર પર
આપ મુનિવર્યોના અમૃતસમ આશિષ''



❋ Dhanlaxmiben Arvindbhai Kamdar. ❋ Hiteshbhai Arvindbhai Kamdar.
❋ Ilaben Hiteshbhai Kamdar. ❋ Vishalbhai Hiteshbhai Kamdar.
❋ Manavbhai Hitesh Kamdar. ❋ Bruno Hiteshbhai Kamdar.
❋ Yogeshbhai Arvindbhai Kamdar. ❋ Aartiben Yogeshbhai Kamdar

*** KOLKATA ***

જીવનના ચાર પુરુષાર્થો પૈકી ''અર્થ'' નો સદ્‌પયોગ;
એ જીવનના પ્રમુખ ધ્યેયોમાનું એક હોવું જોઈએ.
દાતા પરિવારને આ ધ્યેયપ્રાપ્તિ અને ધ્યેયપૂર્તિ માટે શતશઃ અભિનંદન
સમગ્ર પરિવાર ઉત્તરોત્તર પ્રગતિના શિખર સર કરતું રહે અને સમાજસેવાના
કાર્યો કરતું રહે એવા અમે બંને મુનિઓના આશીર્વાદ.

-નરેશમુનિ 'આનંદ'
-ઓજસમુનિ 'મંગલ'

# ઈમાનદારીના માનવમોતી :

## -: વૈચારિક સંકલન-સંશોધન-લેખન :-

**પ.પૂ. શ્રી નરેશચંદ્રમુનિ 'આનંદ'**
(શ્રી આઠ કોટિ મોટી પક્ષ સ્થાનકવાસી
(જૈન સંઘના પ.પૂ.ગુરુવર્ય શ્રી ધીરજલાલ સ્વામીના શિષ્ય)

## -: સંપાદન અને સમ્માર્જન :-

ડો. દિનેશ જોશી
(પ્રમુખ : પ.પૂ. નરેશમુનિ 'આનંદ' પ્રેરિત 'વ્યસનમુક્તિ અભિયાન)'

**:: પ્રકાશક ::**



# ''ઈમાનદારીના માનવમોતી''

## The collection of various examples representing the importance of honesty in human life

**:: વિશેષ આભાર ::**

'એ લેખકોનો જેમની કલમે આ ઈમાનદાર વ્યક્તિત્ત્વો અક્ષરદેહ પામ્યા.'


**પ્રથમ આવૃત્તિ :** ૨૦૨૨

**પ્રત :** ૫૦૦

**કિંમત :** ઈમાનદારી

**પ્રકાશક :** પ.પૂ. શ્રી નરેશમુનિ પ્રેરિત
'વ્યસનમુક્તિ અભિયાન'

**ટાઈપ સૅટિંગ અને ડીઝાઈન :**



લાલજી મેવાડા 'સ્વપ્ન'
૩૩-વાલરામ એપાર્ટમેન્ટ,
જ્યુબિલી સર્કલ,
ભુજ,કચ્છ-૩૭૦ ૦૦૧
સંપ્રક : ૮૩૨ ૦૩૧ ૩૭૩૧/૮૧૪ ૧૭૭ ૭૫૯૦
e-mail : laljimevada33@gmail.com



**પ્રિન્ટિંગ :** શ્રી હરિ ઓફસેટ, ન્યુ સ્ટેશન રોડ, ભુજ-કચ્છ.






# ઈમાનદારીના માનવમોતી : એક વૈચારિક વાસક્ષેપ

શાસ્ત્રોમાં કહેવાયું છે કે,

**अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेदवेक्षया।।**
**रक्षितं वर्धयेत्सम्यग्वृद्धं तीर्थेषु निक्षिपेत्**

અર્થાત્ :- અપ્રાપ્ત વસ્તુ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરતા રહેવું, પ્રાપ્ત વસ્તુને કાળજીપૂર્વક રક્ષતા રહેવું, રક્ષિત વસ્તુને સારી રીતે વધારતા રહેવું અને વૃદ્ધિ પમાડેલ વસ્તુને સન્માર્ગે વાપરવી જોઈએ.

મનુષ્ય માત્રને સહેલાઈથી પ્રાપ્ત છતાં અપ્રાપ્ત વસ્તુ કઈ? ઉત્તર એક જ છે, 'ઈમાનદારી''. માટે જ સુભાષિતકારે ઉપરોક્ત શ્લોકમાં યથાર્થ જ કહ્યું છે કે, ઈમાનદારીને પ્રાપ્ત કરી એને રક્ષિત કરવી જોઈએ; આગળ વધારવી જોઈએ અને એનો સન્માર્ગે ઉપયોગ કરવો જોઈએ.

બાળકોને ઈમાનદારીના સંસ્કાર આપો, શિક્ષણ ઈમાનદારીનું આપો, એમના માટે વસિયતનામું પણ ઈમાનદારીનું બનાવો. આ પ્રત્યેક મા-બાપની ફરજ છે. પ.પૂ. મહારાજ સાહેબ નરેશમુનિજી આ જ વાત જુદા જુદા દૃષ્ટાંતો દ્વારા કહે છે. તો શું આ પુસ્તક માત્ર બાળકોને જ ઉપયોગી છે? ના, ઈમાનદારીની શરૂઆત જીવનના કોઈ પણ તબક્કેથી થઈ શકે છે. અને એટલેસ્તો સમાજના તમામ સ્તર...સામાન્યથી માંડીને બૌદ્ધિક વર્ગ અબાલ-વૃદ્ધ તમામને સર્વથા-સર્વાંગી રીતે આ પુસ્તક ઉપયોગી છે.

એ તો સુવિદિત છે કે પ.પૂ. મુનિવર્ય છેલ્લા એકવીસ વર્ષથી સમગ્ર ભારતનું પરિભ્રમણ કરતા રહ્યા છે, સૂર્ય જેમ એના કિરણોથી વધારે પ્રખર બને છે, એમ પ.પૂ. ઓજસમુનિશ્રીના સુદૃઢ આયોજનને લીધે પ.પૂ. નરેશમુનિજીના વિવિધ પ્રકલ્પો સમાજના છેવાડાના વ્યક્તિ સુધી પહોંચી શક્યા છે. અનેક વર્ષોથી વ્યસનમુક્તિના કાર્યને જૈનધર્મના પાયાના સિદ્ધાંત તરીકે પ્રમુખ પ્રવૃત્તિ બનાવી રહેલા આ મુનિદ્વય વિહાર સાથે અનેક સમાજોપયોગી કાર્યો કરતા રહેલા છે, જે આ વખતે અનેક માનવમોતી શોધી લાવ્યા છે, જે વાસ્તવમાં જૈન ધર્મનો અહિંસાનો જ સંદેશો

છે, કારણ કે ઈમાનદારી એ અહિંસાનું જ સૂક્ષ્મ સ્વરૂપ છે.

પ.પૂ.મ.સા. નરેશમુનિજીએ સમાજમાં જે કંઈ સારું ચાલી રહ્યું છે, એનું દર્પણ પુસ્તક સ્વરૂપે ધર્યું છે. બીજા શબ્દોમાં કહું તો જૈનધર્મમાં 'વાસક્ષેપ''નું મહત્ત્વ છે. પ.પૂ. મુનિશ્રીનું આ 'વૈચારિક વાસક્ષેપ'છે. મુનિદ્વય સમગ્ર ભારતના પરિભ્રમણ દરમિયાન જ્યાં જ્યાં-જે કંઈ સારું જોયું-અનુભવ્યું છે, એ અનુભવોનો હકારાત્મક નિચોડ એટલે 'વૈચારિક વાસક્ષેપ'. અને એ વાસક્ષેપના પરિપાકરૂપે જ આ પુસ્તક 'ઈમાનદારીના માનવ મોતી' તૈયાર થયું છે.

પ.પૂ.મ.સા નરેશમુનિજીના આ ''વૈચારિક વાસક્ષેપ''માં વિવિધ સમાજ-વર્ગના પાત્રો છે; અભણ-ભણેલા, નિર્ધન-શ્રેષ્ઠી જેવા તમામ પાત્રો ઈમાનદારીની જ્યોત જગાવી જાય છે. જરૂર પૂરતી દૃષ્ટાંત કથા, બોધકથા કે પંચતંત્રની વાર્તા વણી લીધા બાદ પ.પૂ.મ.સા. એમના વિશાળ વાચનમાંથી અદ્‌ભૂત માનવમોતી શોધી લાવ્યા છે. નિર્ધન ડેનીયલ જેવો વિદ્યાર્થી પ્રામાણિકતાના પાઠ શીખવી જાય છે. બંગાળના શ્રેષ્ઠી કૃષ્ણકાંત ચૌધરીનો ઈમાદારીનો પ્રસંગ હોય કે પછી તુર્કીના ગુલામ મુબારકનો કિસ્સો હોય...આ તમામ પાત્રો કાલ્પનિક નથી;પરંતુ વાસ્તવિકતાઓનો સામનો કરતાં....રહેંસાતા-ભીંસાતા હોવા છતાં ઈમાનદારીનો પાયો અને નૈતિકતાનું મૂલ્ય જાળવી રાખતાં એ પાત્રો સમાજમાં એટલે તો અદ્વિતીય બની રહ્યાં છે.

અલબત્ત, પ.પૂ. નરેશમુનિજીના તમામ પ્રકલ્પોમાં એમના સુશિષ્ય પ.પૂ. ઓજસમુનિજીનો ફાળો અદ્વિતીય છે. પૂ. નરેશમુનિજીના બહુશ્રુત વિચારો જન-જન સુધી પહોંચાડવા માટે પૂ. ઓજસમુનિજીની વ્યવસ્થાપન શક્તિ વર્ણાતીત છે; એમને કાર્ય કરતાં જેમણે નિહાળ્યા હોય એને ખ્યાલ આવી શકે. એટલેસ્તો પૂ. મુનિદ્વયે આરંભેલા આ યજ્ઞીય કાર્યમાં માત્ર આહુતિ આપવાનું કાર્ય આપણે સૌએ સાથે મળીને કરવાનું છે...અને આ પુસ્તકનું વાંચન દ્વારા કોઈ ઈમાનદારીના ગુણો આત્મસાત કરી શકશે તો એ આહુતિ જ ગણાશે.

આ પુસ્તકના સંપાદન-સમ્માર્જનની જવાબદારી પ.પૂ. મુનિદ્વયે મને સોંપી; એને હું મારું સદ્‌ભાગ્ય ગણું છું અને વિરમું છું.

મકરસંક્રાંતિ
તા.૧૪/૦૧/૨૦૨૨
૬/બી, ગોકુલધામ સોસાયટી,
નલિયા-કચ્છ.

ડૉ. દિનેશ જોશી
પ્રમુખ
પ.પૂ. શ્રી નરેશમુનિજી 'આનંદ' પ્રેરીત

# સર્જનપ્રક્રિયાની ભીતરમાં



'ઈમાનદારી' પાંચ અક્ષરનો શબ્દ બોલવામાં જેટલો સહેલો છે; એટલું એનું આચરણ કરવું અઘરું છે. અમારા ભારતવર્ષના વિહારમાં અમને અનેક કડવા-મીઠા અનુભવો થયા, (જેનું વિગતવાર વિવરણ 'વિહારનો વૈભવ' ભાગ-૧ થી ૫ માં આપ્યું છે.) કુદરતના પ્રકોપ કરતાં માનવદુર્વૃતિનો પ્રકોપ અસહ્ય હોય છે. સ્વયં વ્યસની હોવા છતાં વ્યસનમુક્તિ માટે પ્રયત્નો કરવાનો દાવો કરતાં દંભી ચહેરા, મંદિરમાં વ્યસન કરીને ભક્તિ કરવાનું પાખંડ આચરતા ચહેરાઓથી માંડીને રોજબરોજના વ્યવહારમાં નાણાકીય બેઈમાનીથી માંડીને તમામ પ્રકારની બેઈમાની આચરતા મનુષ્યોને જોઈ અમારું હૃદય દ્રવી ઊઠ્યું.

એકદા પ્રતિક્રમણની સંવેદનાની વેળાએ ઓજસમુનિએ સૂચન કર્યું કે, 'મહારાજ સાહેબ, વ્યસનમુક્તિની સાથે **'બેઈમાની મુક્તિ' માટેનું અભિયાન છેડીએ તો...!** અને આ રચનાત્મક સૂચનના પરિપાકરૂપે આ પુસ્તક તૈયાર થઈ શક્યું છે. ઓજસમુનિએ ખાસ કહ્યું હતું કે, ''આપણને થયેલા કડવા અનુભવો નથી લખવા, પણ આપના વિશાળ વાંચનમાંથી ઈમાનદારીના હકારાત્મક ઉદાહરણો લખશો તો સમાજને યત્કિંચિત્ 'વાસક્ષેપ' આપેલું ગણાશે.'' અને એ સૂચનમાંથી શરૂ થઈ સર્જનની પીડા...! જે 'આનંદ' દાયક રહી. અને એમાંથી જે 'મંગલ'કારી પરિણામ નિષ્પન્ન થયું તે **''ઈમાનદારીના માનવમોતી.''**

અમારા વિહાર દરમ્યાન કરેલી નોંધો અને લેખોને વ્યવસ્થિત સ્વરૂપ આપનાર અભિયાનના પ્રમુખ ડો. દિનેશ જોશીના સમ્માર્જન કાર્યની નોંધ લઈએ છીએ. તો પોતાની વ્યસ્તતા વચ્ચેથી સમય ફાળવીને મુદ્રક તરીકે જવાબદારી નિભાવનાર કચ્છી ભાષાના જાણીતા સંશોધક એવા શ્રી લાલજીભાઈ મેવાડા 'સ્વપ્ન'ની ચીવટતા પુસ્તકના દરેક શબ્દે દેખાય છે. એની ગૌરવભેર નોંધ લઈએ છીએ

ધૂળેટી
તા.૧૮/૦૩/૨૦૨૨
દેવલાલી-મહારાષ્ટ્ર

નરેશમુનિ 'આનંદ'



**આ પુસ્તક તમારા બાળકોને તો અવશ્ય વાંચવા આપવું જ જોઈએ; પણ વાર-તહેવારે ભેટ પણ આપવું જોઈએ.**

**આ પુસ્તક શાળા-મહાશાળા, કોલેજ કે સાર્વજનિક પુસ્તકાલયના કબાટની શોભા બની રહેવાને બદલે એનો વ્યાવહારિક ઉપયોગ થાય તો મોટા ભાગના સમાજમાં હકારાત્મક પરિવર્તન આવી શકે..**

**પ.પૂ. ઓજસમુનિ 'મંગલ'**

# : આભાર અને અભિનંદન :

**સુજ્ઞ સ્પર્ધક મિત્રોનો...**

જેમણે પોતાના જીવનમાં ઈમાનદારીની કસોટી કરે, એવા અનેક પ્રસંગો અનુભવ્યા, અને સોનું જેમ તપીને વધુ શુદ્ધ બને; એમ કસોટીની એરણ પર ઘડાઈને પોતાની શુદ્ધતા સાબિત કરી આપી.

પોતાના જાત અનુભવો તેઓશ્રીએ લખી મોકલાવ્યા, એનો કૃતજ્ઞતા પૂર્વક સ્વીકાર કરીએ છીએ અને સહર્ષ તેઓશ્રીની નામાવલિ પ્રગટ કરીએ છીએ...

૦૧. વિપુલાબહેન શાંતિલાલ શાહ (વર્સોવા,અંધેરી, મુંબઈ-૬૧)
૦૨. ભારતીબહેન બી. દેઢિયા (પરેલ, મુંબઈ-૧૨)
૦૩. ડૉ. અલ્કાબહેન સુનિલભાઈ શાહ (સુભાનપુરા રોડ, વડોદરા-૨૩)
૦૪. ડૉ. પારૂલબહેન ડી. ગોગરી (દેરાસર ગલી, માંડવી-કચ્છ)
૦૫. નીલમ એપ્લાયન્સ (પાલઘર, મહારાષ્ટ્ર)
૦૬. ઝવેરબહેન ગડા (મુંબઈ-૨૬)
૦૭. ધનજી કાનજી છેડા 'લઘુગોવિન્દ' (કલ્યાણ)
૦૮. રીટાબહેન ભરતભાઈ શાહ (છાપરા શેરી, માંડવી-કચ્છ)
૦૯. હંસાબહેન કિશોરભાઈ દેઢિયા (નાલાસોપારા ઈસ્ટ)
૧૦. રક્ષાબહેન રાજેશ છાડવા (ડોમ્બીવલી)
૧૧. નિર્મળાબહેન નેમચંદ છેડા (પરેલ, મુંબઈ)
૧૨. લીનાબહેન (જયા) લલીતકુમાર ભણસારી
૧૩. અશોકભાઇ રવિલાલ વોરા
૧૪. ગુલાબચંદ ધારસી રાંભિયા (મણિનગર, અમદાવાદ)
૧૫. ભંભેરિયા ધર્મેન્દ્ર લાલજીભાઈ (કોજાચોરા, તા.માંડવી-કચ્છ)
૧૬. આરતી હીરાવંતી હીરાલાલ સૈયા (ડોમ્બીવલી, વેસ્ટ)
૧૭. હર્ષાબહેન રમેશભાઈ (માધાપર, તા.ભુજ-કચ્છ)
૧૮. રાખીબહેન બિરજૂભાઈ ગાંધી (ગાંધીધામ-કચ્છ)
૧૯. હરીશભાઈ ઠાકરશી ધરોડ (દાદર, મુંબઈ)
૨૦. શ્રી પ્રેમજીભાઈ જેઠાભાઇ દેઢિયા (ભોજાયવાલા)
(નીલમ સ્ટીલ, સાંતાક્રૂઝ-મુંબઈ)

પાર્શ્વ પદ્માવતી દેવ્યૈ નમ:
મહાવીરાય નમ: ગૌતમ ગણધરાય નમ:
હંસવાહિની મા સરસ્વતી દેવીને નમન
સદ્‌ગુરુ ચરણાય નમ:

# માનવજન્મ સત્કર્મો કરવા અર્થે છે.

સમગ્ર વિશ્વમાં સર્વશ્રેષ્ઠતર મંદિરોમાં અતિ દિવ્ય ભવ્ય અને ચમત્કારિક મંદિર હોય તો તે છે 'માનવદેહ.'' આ માનવદેહમાં અતિ સુંદર અજાયબીઓ ભંડારેલી પડી છે. આ દેહના અંગ-ઉપાંગ અને એક એક ઑરિજિનલ અવયવો અમૂલ્ય રહેલા છે. કેવા કેવા મશીનો દેહની અંદર કામ કરી રહ્યાં છે! ખોરાક જાય એટલે યંત્રો કામે લાગેલા હોય તે વધારે કાર્યરત થાય, અને રક્ત ઑટોમેટિક બને. વળી, અંગ-ઉપાંગમાં જ્યાં જે વસ્તુ-પોષણની જરૂર છે ત્યાં તે વસ્તુ પહોંચતી થાય. માનવ દેહને યોગ્ય ખોરાકના કેટલાય રૂપાંતર થાય. દેહ વિશે,દેહની અજાયબીઓ વિશે વિચારીએ તો આપણું ડહાપણ ડચકાં ખાય, ને અક્કલ પણ ઓછી પડે એવી ચમત્કારોથી ભરપૂર આ દેહની પ્રશંસા-ગુણગાન વિશ્વના તમામ ધર્મ-સંપ્રદાયે ગાયા છે. વિધિ, ક્રિયાકાંડોમાં કદાચ બધા ગચ્છ,મત,પંથ, સંપ્રદાય એક મતવાળા નહિ હોય; પણ માનવજીવન ખૂબ જ સુંદર છે. એ વાત તમામ ફિરકા-ધર્મસંપ્રદાયોએ સ્વીકારી છે. વેદ-પુરાણ, કુરાન, બાઈબલ, ગુરુગ્રંથ, અગમનિગમ બધા શાસ્ત્રોમાં માનવ જન્મને બિરદાવેલ છે. ''**માનુષાત્ શ્રેષ્ઠતરં ન કિંચિત્.**'' મનુષ્યથી શ્રેષ્ઠ કાંઈ નથી. ''**દુર્લભ માનુષો દેહો**'' મનુષ્ય દેહ દુર્લભ છે. ''**બડે ભાગ માનુષ તન.**'' જૈન દર્શનમાં કહે છે; ''**દુલ્લહે ખલુ માણુસ્સે ભવે**'' મનુષ્યભવ ખરેખર દુર્લભ છે. એમ સંતો ઋષિમુનિઓ બધા જ એક જ વાત કરે છે. આવો અવસર ફરી ફરી નહિ મળે.

સાતમાં ધોરણના વિદ્યાર્થીઓનો ભૂગોળ વિષયનો પિરિયડ ચાલતો હતો, સરે વિદ્યાર્થીઓને કહ્યું; ''તમે મને વિશ્વની સાત સર્વશ્રેષ્ઠ અજાયબીઓ કહો'' તો વિદ્યાર્થીઓએ માંડ માંડ સાત અજાયબીઓ લખી આપી. (૧) ઈજિપ્તનો ગીઝાનો


અહમ્ સે ઊંચા કોઈ 'આસમાન'નહીં, કિસીકી બુરાઈ કરને જૈસા 'આસાન' કોઈ કામ નહીં, સ્વયં કો પહેચાનનેસે અધિક કોઈ 'જ્ઞાન' નહીં, ઔર 'ક્ષમા' કરનેસેં બડા કોઈ 'દાન' નહીં.


પિરામિડ. (૨) બેબિલોનના ઝૂલતા બગીચા. (૩) તાજમહલ (૪) પિઝાનો ઢળતો મીનારો (૫) પનામા નહેર. (૬) ચીનની લાંબી દીવાલ. (૭) એલેકઝાંડ્રીયાની દીવાદાંડી.

બધાની નોટમાં લખેલી અજાયબીઓ શિક્ષકે વાંચી. બધાએ સાતેસાત લખી ન હતી. જેને જેટલી યાદ હતી તેટલી લખી, પણ શિક્ષકનું ધ્યાન સાવ શાંત બેઠેલી એક છોકરી પર ગયું, તે મૂંઝાયેલી દેખાતી હતી. એ છોકરીએ નોટમાં કશું લખ્યું નહોતું.

શિક્ષકે એના તરફ જોઈ કહ્યું; ''કેમ બેટા તને કાંઈ તકલીફ છે? યાદ કાંઈ નથી? કેમ કાંઈ લખી ન આપ્યું?''

છોકરીએ કહ્યું; ''સર, એવુ કાંઈ નથી, પણ મેં સાત અજાયબી લખી એ તો બહુ ઓછી લાગે છે, એવું મને લાગે છે.

શિક્ષકને નવાઈ લાગી, આ બધા વિદ્યાર્થીઓએ સાત અજાયબીઓ લખી છે. છોકરીએ શરમાયા વિના સરને કહે, ''લખો..વિશ્વની સર્વશ્રેષ્ઠ સાત અજાયબીઓમાં (૧) સ્પર્શવું. (૨) સ્વાદ પારખવો.(૩) જોઈ શક્વું. (૪) સાંભળી શક્વું. (૫) દોડી-કૂદી શક્વું. (૬) હસવું.(૭) ચાહવું-પ્રેમ કરવો. સર, ''આવી તો બીજી ઘણી અજાયબીઓ છે.''

આ સાંભળીને સર છક થઈ ગયા. વર્ગમાં શાંતિ છવાઈ ગઈ.

ભૂગોળની દૃષ્ટિએ આ વાત ભલે સાચી ન હોય, પણ છોકરીએ જરાય ખોટી કે છોટી વાત નથી કરી. પરંતુ માણસે બનાવેલી નશ્વર વસ્તુઓને અજાયબી ગણી લઈએ; ભગવાનની-કુદરતની અણમોલ અદ્‌ભૂત રચનાઓને આપણે સામાન્ય ગણીએ! એ આપણી વિચાર-ભાવ દૃષ્ટિ કેટલી તુચ્છ કહેવાય! ''સૌથી મોટી અદ્‌ભૂત અજાયબી આ માનવદેહ છે.''

વૈદિક કથાનકોમાં જાબાલિ ઋષિનો પ્રસંગ આવે છે. આ પ્રાચીન વાત છે. લોકોના આયુષ્ય લાંબા હતા ત્યારની આ વાત છે. જાબાલિઋષિનું આયુષ્ય હજાર વર્ષનું હતું, તેઓ સત્કર્મ-સાધના ખૂબ કરતા.. ઋષિ બન્યા પછી સાધનાને શ્વાસ બનાવી સારા કાર્યો કર્યાં. અંતે આયુષ્ય પુરું થવાને આરે આવ્યું ત્યારે સ્વર્ગલોકથી



''ગલતીયાં તો જિંદગીકા હિસ્સા હૈ,પર ઉન્હેં સ્વીકાર કરના,
ઔર ઉનમેંસે શિખનેકા સાહસ બહુત કમ લોગોંમેં હોતા હૈ.''



દેવો વિમાન લઈ ઋષિને તેડવા આવ્યા. ઋષિનું અભિવાદન કરી વિનંતી કરી. ''આપને દેવલોકમાં તેડી જવા આવ્યા છીએ. આપનું આયુષ્ય સમાપ્ત થવાને આરે છે. પધારો સ્વર્ગલોકમાં..'' સંતોને મૃત્યુની ફીકર નથી હોતી, એ તો એવી તૈયારી પૂર્વક જીવન જીવતા હોય છે કે મૃત્યુ ગમે ત્યારે આવી શકે. એવી તૈયારીમાં રહેવું કે મૃત્યુ પજવી ન શકે. સંસારિક આળ-પંપાળમાં પડેલાને મૃત્યુ પજવતો હોય છે. જ્યારે સંતો પ્રભુનું શરણ અને મૃત્યુનું સ્મરણ પ્રતિક્ષણ જાગૃતિ માટે કરતા હોય છે.

ઋષિ તૈયાર જ હતા, વિમાનમાં બેઠા..સ્વર્ગલોકમાં આવ્યા. દેવોએ સારા કર્મના ફળથી આપને હવે સ્વર્ગમાં રહેવાનું છે. એવી વાત કહી ત્યારે ઋષિએ કહ્યું, ''જે સ્થાનમાં નિવાસ કરવું હોય એ સ્થાનનો પરિચય હોવો જરૂરી છે.આપ દેવભૂમિનો પરિચય કરાવો. પછી બીજી વાત.''

દેવોએ સ્વર્ગલોકના ભોગ વિલાસના સ્થળો, સાધનો બતાવ્યા. સ્વર્ગના બગીચા,રમત-ગમતના સ્થાનો (ક્રીડા કરવાના). બધું જોયા પછી ઋષિએ દેવોને સવાલ કર્યો કે, ''આપે મને સ્વર્ગની ભોગ-સામગ્રી, સાધનો-સ્થાનો બતાવ્યા, પણ હું માનવલોકથી આવ્યો છું. ત્યાં માનવતાના કાર્યો તથા પ્રભુભક્તિ, સેવા-સાધના થઈ શકે છે. તો આ તમારી ભૂમિ પર એવું થઈ શકશે ખરુ ?'' દેવોએ ના પાડીને કહ્યું, ''આ દેવભૂમિ ભોગભૂમિ છે. અહીં સેવા સાધના સત્કાર્ય પરોપકાર જેવું કશું નથી હોતું.એક વખત ભોગસુખોમાં ડૂબશો, પછી તમને સેવા, સાધના, સત્કર્મ કરવાનું સૂઝશે નહીં. આ તો તમે માનવ લોકથી આવ્યા છો એટલે એ ચેપ લાવ્યા છો.''

ઋષિએ કહ્યું; ''આ સ્વર્ગલોકમાં એવું કાંઈ ન થઈ શક્તું હોય તો મને પાછા માનવલોકમાં મૂકી દો. મને દેવ સુખો ન જોઈએ.'' ઋષિ ને સમજાવ્યા.ન સમજ્યા. છેવટે વિમાન દ્વારા પાછા માનવલોકમાં આવી ગયા. ઋષિએ મૃત્યુલોકનું વર્ણન કર્યું, ત્યારે દેવો હાથ જોડી મૃત્યુલોકને અને એના મહિમાને વધાવ્યો.

મૃત્યુલોકમાં જે થઈ શકે છે તે સ્વર્ગલોકમાં નથી થઈ શક્તું. ''સ્વર્ગભૂમિ ભોગભૂમિ છે.'' **''માનવભૂમિ સત્કર્મ-સાધનાની ભૂમિ છે.''**



''દુ:ખ દૂર કરને હમ ધર્મકી શરણમેં જાતે હૈ, ધર્મસેં પૂણ્ય હોતા હૈ,
પુણ્યસે સુખસામગ્રી પ્રાપ્ત હોતી હૈ, યહ સાઈકલ અનાદિકાલસે ચલતી હૈ,
શુદ્ધ ધર્મસે એવં રાગ-દ્વેષ સે મુક્ત હોનેસે યહ સાઈકલ તૂટતી હૈ,''



એક ગુજરાતી સ્તવનકાર આ વાતને ગીતમાં વણી લઈ કહે છે;

**''માનવ જન્મને દેવતાઓ ઝંખતા,**
**સ્વર્ગના વૈભવો ઘણીવાર ડંખતા;**
**પ્રેમનો પ્રકાશ મળ્યો, ઉરનો ઉજાસ મળ્યો,**
**આવા સંયોગ નહીં આવે ફરીવાર,નહીં આવે ફરીવાર,**
**માનવનો જન્મ મળ્યો. સંતોનો સંગ મળ્યો..''**

દેવોને પણ દુર્લભ એવો માનવ જન્મ પામી માનવે આંતરશક્તિઓનો ઉપયોગ કરી વિકાસ પંથે આગળ વધવાનું છે.

માનવજન્મ પ્રાપ્ત થવો એક અદ્‌ભુત ઘટના છે. ''બહુ પુણ્યકેરા પૂંજથી શુભ દેહ માનવનો મળ્યો.'' ખૂબ જ સારા પુણ્ય ભેગા થયા ત્યારે માનવજન્મની પ્રાપ્તિ થઈ છે. માનવદેહ પામીને સંતોષ નથી લેવાનું. મુખ્ય કામ તો હવે કરવાનું છે-ખરેખરા માનવ બનવાનું છે. મનુષ્યત્વની પ્રાપ્તિ કરવાની છે. જોકે માનવ જાત જેમ સુલભ નથી તેમ મનુષ્યત્વ પણ સુલભ નથી. માનવતા પ્રગટ કરવી કઠિન છે. ચાર વસ્તુઓ શાસ્ત્રોમાં દુર્લભ કહી છે. એમાં એક છે.**''माणुस तं''** મનુષ્યત્ત્વ. ''ખરેખરા માણસ બનવું અસંભવ નથી પણ મનુષ્યત્ત્વ મુશ્કેલ છે.''

સૌ માણસો આકૃતિ ધરાવે છે. પ્રકૃતિથી માણસ બહુ ઓછા છે. જાનવર વૃત્તિમાં જીવે છે. માણસ થયા પછી માણસ બનવા માટે માણસને જ મહેનત કરવી પડે છે. કીડી, કાગડા, કબૂતર, કોયલ, કાંગારુ, કૂતરા, ઊંટ, બળદ, બિલાડા, જે રીતે જન્મે છે, તે રીતે આયુષ્ય ભોગવી મરી જાય છે, એમનામાં બીજી કોઈ વિશેષતા નથી આવતી. એક જ એવો માણસ છે, જે સારી રીતે જીવે તો મહામાણસ-મહાત્મા, મહાપુરુષ બની શકે છે. અથવા શેતાન બનવાની પણ માણસમાં બધી શક્યતાઓ છે.''

ઈ.સ. પૂર્વે છઠ્ઠી સદીમાં ગ્રીકમાં પ્રાણીકથા સંગ્રહ કરનાર ''ઈસપ'' થઈ ગયા. એમનો જન્મ થેરૂસમાં સેમોસ ટાપુ પર થયેલો. નાના હતા ત્યારે ઈસાદમને ત્યાં ગુલામ તરીકે હતા. માલિકને સ્નાન કરવાની ઈચ્છા થતાં આદેશ અનુસાર હમામખાનામાં કેટલા ''માણસો'' છે એ જોવા ગયા.



''સ્વયં કો માચિસકી તીલી ન બનાયેં. જો થોડા સા ઘર્ષણ લગતે સુલગ ઉઠે,
સ્વયં કો વહ શાંત સરોવર બનાયે..જિસમે કોઈ અંગારા ભી ફેંકે તો..
વહ ખુદ બૂઝ જાયે.''



એમણે જોયું કે, હમામખાનાના અંદર જવાના રસ્તા પર મોટો પથ્થર પડેલો હતો. આવતાં જતાં લોકોને પથ્થરની ઠેસ લાગતી, ઈજાઓ થતી. લોકો પરેશાન થતાં, પણ લોકોને હટાવવાનો વિચાર ન આવ્યો. ઠેબે ચડાવનાર કોઈને પથ્થરને ખસેડવાની ઈચ્છા ન થઈ. હટાવવાની કોઈએ તસ્દી ન લીધી. થોડા સમય પછી મામૂલી લાગતો એક માણસ વચ્ચોવચ્ચ પથ્થર જોઈ એકલા હાથે મહામહેનતે પથ્થર ઊંચકી બાજુમાં મૂક્યો. અને કોઈને પણ અડચણ ન થાય તે રીતે રાખ્યો. ઈસપે માલિક પાસે આવીને સમાચાર આપ્યા. હમામગારમાં અત્યારે ''એક જ માણસ છે.''

માલિક અને ઈસપ સ્નાન કરવા હમામખાના પાસે આવ્યા. માલિકને નવાઈ લાગી, ત્યાં જોયું તો લાઈન લાગી હતી. અરે ઈસપ આટલી બધી ભીડ છે ને તું કહે છે, ''એક જ માણસ'' છે? ઈસપે માલિકને માર્ગ વચ્ચે પડેલા પથ્થરની વાત કરીને જણાવ્યું; માણસ નહીં, ઢોર. હું પથ્થરને જેણે બાજુમાં રાખ્યો તેને માણસ કહું..બાકી બધાએ ઠોકરો ખાધી, પણ પથ્થરને બાજુએ મૂકવાની દરકાર ન કરી. માણસ તેને કહેવાય જેનામાં માણસાઈ હોય. જે માણસ કોઈને મદદરૂપ ન થાય એને માણસ કેમ કહેવાય? મનુષ્યત્વ જેનામાં પ્રગટ્યું હોય તે ખરેખર માણસ છે.''

માણસ બનવું કઠીન છે. તો મહાત્મા-મહાપુરુષ બનવું તો દૂરની વાત થઈ. ભગવાન બનવા મોટી પ્રક્રિયામાંથી પસાર થવું પડે.

**''ફરિશ્તો સે બહેતર હૈ ઈન્સાન બનના,**
**મગર ઈસમેં પડતી હૈ મહેનત જિયાદા''**

સાચા અર્થમાં માણસ બનવું અઘરું છે.

આ પુસ્તક વાંચ્યા બાદ કોઈપણ માનવી ઈમાનદારીના રસ્તે ચાલશે તો અહીં આપેલ ૨૯ દૃષ્ટાંતો સાર્થક ગણાશે. કારણ કે માનવજન્મ સત્કર્મો કરવા અર્થે છે. ❑

પ.પૂ. શ્રી નરેશમુનિ 'આનંદ'
પ.પૂ.શ્રી ઓજસમુનિ 'મંગલ'



''શણગાર તો શરીરને હોય સાહેબ...સુંદર તો પ્રભુની કૃપા હોય તો થવાય.''



# ઈમાનદારીના સોપાન

# હીરાની પરખ ઝવેરી જ...

**सौका नोट दिया था माँ ने, बेटा कहाँ गुमा आया था।**
**माँ डांटेगी यही सोच कर, डरते डरते घर आया था;**
**माँ ने सचमें ही डांटा था, रूपये खुद परिश्रम के थे,**
**औरो को केवल सौ होंगे, उसे लाखसे कम न थे।।**
**बोली थी 'बर्तन मांजे थें, झाडू-पोचा कर आये थे,**
**उसके बदलेमें ही बेटे मुश्किलसे रूपये पाये थे;**
**बेटा बोला, ''रूपये गये है, पर इमान बचा लाया हुँ''**
**बीच सडक पर पडे पाँच सौ का नोट छोड कर मैं आया हूँ**
**धन खोनेसे सचमे ही माँ,होता तो नुकसान बहुत है;**
**पर इमान बचा रखनेसे, होता जगमे सबका हित है।।**

કેટલી માર્મિક વાત આ કવિતામાં ગોઠવી દીધી છે! વાસ્તવમાં રૂપિયા ગુમાવવાથી ઘણું ગુમાવાય પણ ઈમાનદારી ગુમાવવાથી બધું જ ગુમાવાય છે. ઈમાનદારીમાં બધું જ છે.

પાશ્ચાત્ય ચિંતક ફ્રેંકલિન કહે છે, ''ઈમાનદારી સર્વોત્તમ નીતિ છે.'' પોપ કહે છે, ''ઈમાનદાર મનુષ્ય ભગવાનની સર્વોત્કૃષ્ટ કૃતિ છે.'' સસો કહે છે, ''ઈમાનદાર આદમીનું વિચારવું લગભગ હમેંશા ન્યાયપૂર્ણ છે.'' ઈમર્સન કહે છે, ''યથાર્થતા અને ઈમાનદારી બન્ને સગી બહેનો છે.'' બર્કલ કહે છે, ''જે એમ કહે છે કે, ઈમાનદાર વ્યક્તિ નામની કોઈ વસ્તુ છે જ નહિ તે સ્વયં ધૂર્ત છે.'' મેશિયન કહે છે, ''આત્મનિરીક્ષણમાં ઈમાનદારીનો બોધ હોવાથી તેનાથી વધીને બીજો કોઈ સુખ નથી હોતું.'' સ્વામી રામતીર્થ કહે છે, ''અગર આપનું હૃદય ઈમાનથી ભરેલું છે. તો એક શત્રુ શું? સમગ્ર સંસાર આપના ચરણોમાં હથિયાર મૂકી દેશે.'' થિયોડોર રુઝવેલ્ટ કહે છે, ''પસિદ્ધ હોવા કરતાં ઈમાનદાર હોવું અધિક સારું છે.''



''ઢગલો પુસ્તક વાંચીને બે લીટી પણ નથી લખી શકાતી,
પણ! એક કડવો અનુભવ તમને આખું પુસ્તક લખવી શકે છે.''



એક અજ્ઞાત ચિંતક કહે છે, '' જે મનુષ્ય સ્વાભિમાની હશે તે અવશ્ય ઈમાનદાર હશે જ.'' શેક્સ પિયર કહે છે, ''ઈમાનદાર હોવું એ દસ હજારમાં એક હોવું છે.'' શ્રી રામશર્મા આચાર્ય કહે છે, ''મનુષ્યની પ્રતિષ્ઠા-ઈમાનદારી પર જ નિર્ભર છે.'' અને લાઈલી કહે છે, ''જેણે ઈમાનદારી ખોઈ તેની પાસે ખોવા માટે બીજું કાંઈ નથી બચ્યું.'' શેક્સપિયર બીજી એક વાત કહે છે, ''ઈમાનદારીથી અધિક મૂલ્યવાન બીજું કાંઈ નથી.'' કન્ફ્યુશિયસ કહે છે, ''માણસને પહેલાં એ ઈચ્છવું કે, ''હું એક ઈમાનદાર અને સજ્જન બનું બાદમાં શિષ્ટાચાર અને સંતોષની પૉલિશ ચઢાવે.''

એક કહેવત છે કે, ''પોતાના દરવાજા પર તાળું લગાવો અને પોતાના પાડોસીને ઈમાનદાર બનાવી રાખો.'' સાહિત્યકાર પ્રેમચંદ કહે છે, ''ઈમાનદાર મનુષ્ય સ્વભાવતઃ સ્પષ્ટભાષી હોય છે, તેને પોતાની વાતોમાં નમક-મિર્ચ લગાવાની જરૂર રહેતી નથી. "Honesty Is The Best Policy ઈમાનદારી સર્વોચ્ચ નીતિ છે.''

રાંગેય રાધવ માર્મિક વાત કરતાં કહે છે ''ઈમાનદારી વૈભવાકા મૂંહ નહીં દેખતી, વહ તો મેહનત કે પાલને પર કિલકારિયા મારતી હૈં.''

જેમ્સ ઈ ફોસ્ટ કહે છે,''ઈમાનદારી ઝૂઠ ન બોલનેસે કહીં જ્યાદા વ્યાપક હૈ. યહ સત્ય હી કહના હૈ, સત્ય હી બોલના હૈ, સત્ય હી જીના હૈ ઔર સત્યસે હી પ્રેમ કરના હૈ.''

જોન ક્વિંસી એડમ્સ ઉલટ વાત કરી ઈમાનદારીની સ્થાપના કરે છે. ''સભી લોગ તભી તક ઈમાનદારી કી વકાલત કરતે હૈ. જબ તક વે કર સક્તે હૈ, સભી લોગોં કો ઈમાનદાર માનના મૂર્ખતા હોગી પર, કિસી કો ભી ઈમાનદાર ન માનના ઈસ સે ભી જ્યાદા બૂરા હૈ.''

થોમસ કાર્લાઈસ યોગ્ય કહે છે, ''સ્વયં કો એક ઈમાનદાર ઈન્સાન બનાઈયે, ઔર ફિર આપ ઈસ બારેમેં નિશ્ચિંત હો સકેંગે કિ દુનિયાસે એક બદમાશ કમ હુઆ હૈં.''

''ઘર સમાન કોઈ સ્કૂલ નહીં, ઈમાનદારી ને સદાચારી માતા-પિતા સમાન કોઈ અધ્યાપક નહીં.''

''જો ઇન્સાન ખુદ કે લીયે જીતા હૈ,
ઉસકા એક દિન ''મરણ'' હોતા હૈ,
પર જો ઇન્સાન દૂસરોં કે લીયે જીતા હૈ,
ઉસકા હંમેશા ''સ્મરણ'' હોતા હૈ।''

ઓરવે નામનાં ચિંતક સાદી સીધી વાત કરતા કહે છે, ''ઈમાનદારી કે લિયે કિસી સાજ-શૃંગાર કી નહી, બલ્કી સાદગી ઔર સરલતા કી આવશ્યક્તા હોતી હૈ.''

પંડિત શ્રી રામશર્મા આચાર્ય બિલકુલ સરળ વાત કરતા કહે છે કે, ''બડપ્પન અમીરી મેં નહીં બલ્કી ઈમાનદારી ઔર સજ્જનતામેં નિહિત હૈં.''

અલ્ફ્રેડ એડલર કહે છે, ''કેવલ ઈમાનદાર વ્યક્તિઓ પરહી વિશ્વાસ કિયા જા શકતા હૈ.'' વિલિયમ શેક્સપિયરે ચોટદાર વાત કરી, ''કોઈ પણ વિરાસત એટલી સમૃદ્ધ નથી જેટલી ઈમાનદારી.''

થોમસ જેફર્સને કહ્યું છે, ''ઈમાનદારી વિવેકશીલતા રૂપી પુસ્તક કા પ્રથમ અધ્યાય હૈ.'' કોઈકે ખરું કહ્યું છે કે, ''મનુષ્યની પ્રતિષ્ઠા ઈમાનદારી પર જ નિર્ભર છે.'' એક ચિંતકે કહ્યું છે કે, ''ઈમાનદાર મનુષ્ય ઈશ્વરની સર્વોત્કૃષ્ટ કૃતિ છે. સ્વામી વિવેકાનંદજી કહે છે, ''આદર્શ, અનુશાસન, મર્યાદા, પરિશ્રમ, ઈમાનદારી તથા ઊચ્ચ માનવીય મૂલ્યોંકે બિના કિસીકા જીવન મહાન નહીં બન સક્તા હૈ.'' સાચા આદમી બનવા કોઈકે ખરી વાત કરી છે કે, ''અવાંછનીય કમાણીથી મેળવેલી ખુશાલી કરતા ઈમાનદારીના આધાર પર ગરીબો જેવું જીવન જીવવું સારું છે, ગરીબી એ સાચી ખુશનસીબી છે.''

માનવને માનવ કહેવડાવવા માટે શું જોઈએ ? ''સચ્ચાઈ, ઈમાનદારી, સજ્જનતા ઔર સૌજન્ય જૈસે ગુણો કે બિના કોઈ મનુષ્ય કહલાને કા અધિકારી નહી હો સક્તા.'' લૂસિલ બાલ, ટીવી અભિનેત્રી કહે છે, ''યુવા બને રહનેકા રહસ્ય હૈ, ઈમાનદારીસે જીના'', સીસેરો કહે છે, ''જબ તક ઈમાનદારી નહીં હૈ તો સન્માન કહાંસે આયેગા ?'' હરિભાઉ ઉપાધ્યાયે સારની વાત કરી કે, ''કોઈ વ્યક્તિ સચ્ચાઈ, ઈમાનદારી તથા લોકહિતકારિતા કે રાજપથ પર દૃઢતાપૂર્વક રહે તો ઉસે કોઈ ભી બૂરાઈ ક્ષતિ નહિ પહુંચા સક્તી.''





''જો નિ:શુલ્ક હૈ, વહી સબસે જ્યાદા કીંમતી હૈ,
નિંદ, શાંતિ, આનંદ, હવા, પાની,પ્રકાશ,
ઔર સબસે જ્યાદા હમારી સાંસે.''



# ઈમારતનો પાયો :

નાનપણથી બાળકોને ઈમાનદારીના પાઠ શીખડાવવા જોઈએ. નાની નાની ઈમાનદારીની વાતો બાળકોનાં માનસમાં ઠસાઈ જાય તો મોટા થતાં ઈમાનદારી પર જ જીવનની ઈમારત ચણે. અબ્રાહમ લિંકનના જીવનમાં પ્રામાણિકતા બહુ વણાયેલી હતી. તો સમય જતાં પ્રામાણિક્તાનો વિકાસ વટવૃક્ષ જેમ ફૂલ્યો ફાલ્યો.

બાળકોનાં જીવનમાં ઈમાનદારી વ્યવહારિકપણે વિકસે તેવા પ્રયાસ કરવા બહુ જરૂર છે.

ગ્રીસદેશના એથેન્સનગરનાં કિલેથિસ નામના બાળકની વાત છે. ગરીબ બાળક, શરીરે ફાટેલા-તૂટેલા વસ્ત્ર, બે ટાઈમ ભોજન લેતો. ભણવા જતો. મા-બાપ પરિવાર કોઈ જ હયાત ન હતા. આવી ગરીબાઈમાં દર માસે શાળાની ફી ભરતો. ભણવામાં તેજસ્વી. સમયસર બધું કામ કરતો. હોમવર્ક બીજા વિદ્યાર્થીઓ કરતાં વધારે ચીવટ રાખી કરતો. ભણવામાં સૌથી આગળ. શ્રીમંત વિદ્યાર્થીઓને ઈર્ષા થતી. એટલે વાતો કરતા કે કિલેથિંસ કપડા પણ ફાટેલા તૂટેલા પહેરે છે; તો આવી ગરીબીમાં શાળાની દર વર્ષે ફી કેમ ભરી શકે ? વિદ્યાર્થીઓ ચર્ચા કરે. કાનાફૂસી કરતા. ઈર્ષાથી બળતા અને ખોટો પ્રચાર કરતાં કે ચોરી કરે છે. હાથફેરો કરે છે. વસ્તુઓ ચોરીને વેંચે છે. અપચાર ઈર્ષાને કારણે કરતા.

એક દિવસ ચોરીનો ખોટો આરોપ લગાવી એને પકડાવ્યો, અદાલતમાં બાળગુન્હા હેઠળ ન્યાયાધીશ સામે એને ઊભો કરવામાં આવ્યો. અદાલતમાં ન્યાયાધીશને એણે કહ્યું કે, ''ક્યારેય ચોરી નથી કરી. મારે શું કામ કોઈની ચોરી કરવી. તમને મારી વાત પર વિશ્વાસ ન હોય તો આ નગરમાં મારે બે સાક્ષી છે. એમને પૂછી લો.'' બન્ને સાક્ષીને અદાલમાં હાજર કર્યા. એક સાક્ષી માળી હતો. એને ન્યાયાધીશે પૂછ્યું; ''આ બાળકના સંબંધમાં તમે કાંઈ કહી શકશો.'' માળીએ કહ્યું; ''આ બાળક વહેલી સવારે મારા બાગમાં આવી કૂવામાંથી પાણી



'' જો દૌડ દૌડ કરભી નહિ મિલતા, વો સંસાર હૈ,
ઔર બિના દૌડે મિલ જાતા હૈ, વો પરમાત્મા હૈ.''



ખેંચી ફૂલ-ઝાડને પાણી પાય છે. આ કામના બદલામાં થોડા પૈસા આપું છું.''

બીજા સાક્ષી વૃદ્ધ માજી હતાં. ન્યાયાધીશે માજીને પૂછ્યું; ''આ છોકરા વિશે તમારો શો અભિપાય છે?''

''આ બાળક સ્કૂલેથી રજા પડ્યા પછી રોજ મારે ઘેર આવી ઘંટીમાં મને અનાજ દળી આપે છે. એના મહેનતાણાનાં રોજ એને પૈસા આપું છું. છોકરો ખૂબ ઈમાનદાર છે.''

અદાલતમાં બાળકની વાતો સાંભળી એની સચ્ચાઈ અને ઈમાનદારી પર ખુદ ન્યાયાધીશ ખુશ થયા. ભણવા-જમવા વગેરેનો ખર્ચ ઊપાડવા ન્યાયાધીશ બાળકને વાત કરી ત્યારે નાના બાળકે ન્યાયાધીશને ના પાડી અને કહ્યું કે, ''મને મહેનતથી ઈમાનદારીપૂર્વક કમાવવાની આદત પડી ગઈ છે. હું કોઈની મહેરબાનીથી જીવવા નથી માંગતો, આપે મને આટલી હિંમત આપી એ બદલ થેંક યુ..''

આ રીતે નાના બાળકોને ગળથૂથીમાં આવા સંસ્કારોનું સિંચન કરવામાં આવે તો ભવિષ્યમાં ઈમાનદાર લોકોની સંખ્યા વધે. ❑

## જો આનો અમલ થાય તો ?

વ્યસન મુક્તિ માત્ર કાયદાથી સફળ ન થઈ શકે તે માટે અસરકારક સરકારી પગલાં લેવા જોઈએ. ધર્મ કે શાસ્ત્રોનો સહારો લઈને ઘર અને શાળા જેવી સંસ્થાઓ શરૂઆતથી જ બાળકોના હૃદયમાં વ્યસનના (ભયંકર) માઠા પરિણામો ઠસાવે. નશાયુક્ત ગંદી ચીજોના વેંચાણના પીઠાં સદંતર બંધ કરાવે. વળી, નિષ્ઠાવાન અને સેવાભાવી સમાજ સુધારકો આ દિશામાં ઘણું કરી શકે. વર્તમાનપત્રો,ચલચિત્રો, સામયિકો, રેડિયો, ટી.વી. વગેરે દ્વારા લોકોમાં વ્યસન કે નશા પ્રત્યે નફરત પેદા કરાવી શકાય. દીવાલો પર કે જાહેર સ્થળે અને વાહનોમાં ''નશો નશાનું મૂળ'', ''બીડી નરકની સીડી'' સંબંધી સૂત્રો લખવામાં આવે, એ દ્વારા લોક કેળવણી કે લોકજાગૃતિનું પાયાનું કાર્ય થઈ શકે.

''ગુજરાત રાજ્યના માહિતી ખાતા દ્વારા નશા વિરોધી ફિલ્મ બતાવવામાં આવે છે. પણ સાચું કહું તો નશો ન કરનારાઓ જ તે જોતા હોય છે. જેને જોવી જોઈએ તેઓ તેમાં રસ લેતા નથી! એ અફસોસની વાત છે.'' ❑ 'વમળ'–પાના નં. ૨૨૩.

''માણસે થોડું મજાકીયા સ્વભાવનું બનવું જોઈએ,
કારણ કે, ''સિરીયસ'' લોકો તો હૉસ્પિટલમાં હોય છે''

# મેલો રૂપિયો :

''પૈસો પ્રામાણિક્તાનો મિત્ર બને તો જગત તરે, અને પૈસો પ્રામાણિક્તાનો શત્રુ બને તો જગત ડૂબે.''

''અપ્રામાણિક ધનિક નેતાઓ કરતાં દિલથી અમીર અને પ્રામાણિક નેતાઓની વિશ્વને જરૂર છે.''

ક્યાંક વાંચેલો લેખ અહીં લખું છું. ''માણસ રૂપિયાને ઠગે છે કે રૂપિયો માણસને ઠગે છે ?''

એક ઑફિસર બેઈમાનીની કમાણીના રૂપિયા ઘરે લાવતો, એ પત્નીને પસંદ નહીં. પુત્રને મોં માગ્યા ખર્ચ માટે રૂપિયા આપતો.

એક વખતે પત્નીએ કહ્યું; ''આવો મેલો રૂપિયો મને દેખ્યો ગમતો નથી.'' આ વાક્ય પુત્રના કાને પડ્યું, એટલામાં ધોબીએ બૂમ પાડી...''મેડમ, ધોવા માટેના મેલાં કપડાં આપો.'' મેડમ જવાબ આપે એ પહેલા છોકરાએ કહ્યું; ''મારા પપ્પા રોજ મેલા રૂપિયા લાવે છે. મમ્મીને કહો એ રૂપિયા ધોવા આપે. કાલે ચોખા કરીને લાવજો.''

ઑફિસરે દીકરાના ગાલ પર લાફો ઝીંકી દીધો ને કહ્યું; ''ચૂપ, આવું બોલતા શરમ નથી આવતી ?''

જ્યારે કુટુંબ જ કુશિક્ષણનું કેન્દ્ર બને ત્યારે ફરિયાદ કોને કરવી ? વસ્તુઓની અદલા-બદલીથી જીવન વ્યવહાર ચાલતો ત્યારે બેઈમાનીને આટલો અવકાશ ન હતો, પણ રૂપિયો ''બહુરૂપિયો'' બનીને આવ્યો ત્યારથી માનવીને જાત જાતના વેશ ભજવતાં શીખવી દીધું. રૂપિયા નાચી શકે છે નચાવી શકે છે. માણસ કહે ''રૂપિયા ઠગે છે.'' રૂપિયા કહે; ''મેં ઠગવાની કળા નથી શીખવી.'' માણસને ખરો રૂપિયો નથી જોઈતો, ખોટો રૂપિયો જોઈએ છે. ખોટો રૂપિયો ગમે, ખોટો રૂપિયો ચલાવવા આકાશ પાતાળ એક કરે. રૂપિયાને મૂલ્યવાન ગણે છે. પણ.. પોતે મલ્યૂહીન ઠરે છે. એની એને નથી શરમ-સંકોચ નથી. પાપ કરતાં ડરતો નથી,



''ગુજરી હુઈ જિંદગી કો યાદ ન કર,
તકદીરમેં જો લીખા હૈ,ઉસકી ફરિયાદ ન કર,જો હોગા વો હો કર રહેગા,
કલ કી ફિકરમેં આજકી હઁસી બરબાદ ન કર.''



કારણ કે એને ખબર છે, પ્રાયશ્ચિત  કરી પવિત્ર બની જશું.!

માણસ આજે ધર્મનો પણ દુરૂપયોગ કરે છે. અધર્મ-અનૈતિક્તાથી રૂપિયા કમાવો. પછી થોડું દાન-કથા, અન્નક્ષેત્ર, દાન-દક્ષિણા કરો. બેડો પાર.

ધર્મનો ઉપયોગ મેલા રૂપિયા ધોવાની લોન્ડ્રી તરીકે કરે છે. ધનની પવિત્રતા ક્યાંથી સચવાય ? દાતાનાં બાયોડેટા વખાણાય. દાનનાં રૂપિયાના સ્ત્રોતનો બાયોડેટા ન પૂછાય ત્યાં ''મેલો રૂપિયો જીતે, ધર્મ હારે''

દુકાનદારે નોકરને કહ્યું; ''ચોકલેટ' ખરીદવા કોણ આવ્યું હતું ?''

નોકર કહ્યું; ''નાનકડો છોકરો હતો.''

શેઠે કહ્યું; ''બગડેલી ચોકલેટ પધરાવી દેવી હતી ને, નાનાને કશી ખબર ન હોય..''

માણસ ઈશ્વર સાથે આવી લીલા કરે છે. છેતરપિંડી, બેઈમાની, પ્રપંચ એવું માનીને કરે કે, ''ઈશ્વર કાંઈ ન જાણે''. અને ગમે તે પધરાવી શકાય. માણસ રૂપિયા પાછળ અંધ બને ત્યારે એવું માનસિક અધ:પતન આ રીતે થતું હોય છે. ❑

## માધુકરી

તા.૨૯-૧૨, નાગપુર વિવેકાનંદ હૉસ્પિટલના પાછળના ભાગમાં એક શાળાના હૉલમાં ખાપરી ગામે ઉતારો કર્યો. નાગપુરવાળા પણ સવારના જ કડકડતી ઠંડીમાં આવી ગયા. ઉતારા માટે થોડી રકઝક  થઈ. એક સંસ્થા દ્વારા આ શાળાનું સંચાલન થતું. એમણે ઑફિસમાં સ્પષ્ટ કહ્યું કે, ''જૈનોએ દાન આપી તકતી લગાવી છે. વાત સાચી, પણ આ હૉલ પર જૈનોનો હક્ક નથી''  એના પર બળજબરી પણ ન થાય. તે છતાં રહેવાની હા પાડી. રકઝક થતાં એમને ન ગમ્યું. બાલમંદિરના બાળકોને ઠંડીમાં ખૂલ્લા તડકામાં બેસાડ્યા. ખૂલ્લામાં જમાડ્યા, અમને પણ એમ લાગ્યું. આ રીતે કોઈ સંસ્થા પર ત્રાગું ન કરાય. ધાક-ધમકીથી ઉતારો ન કરાય...! અમે બપોરના તરત નિર્ણય કરી, ત્યાંથી વિહાર કર્યો. સંઘવાળા-કાર્યકરોને ખબર  પડી કે વિહારમાં વ્યવસ્થાની કેટલી ભાંગજડ થતી હોય છે. કેવા કેવા કડવા-મીઠા અનુભવ થતાં હોય છે. ❑ ''વિહારનો વૈભવ'' ભા.-૪.પૃષ્ઠ-૭૩



'' ક્યારેક ઉદાસીની આગ છે, જિંદગી, ક્યારેક ખુશીનો બાગ છે જિંદગી,
હસતો અને રડાવતો રાગ છે જિંદગી, કરેલા કર્મોનો જવાબ છે જિંદગી''



# ‘‘સફળતા’’ શબ્દની પવિત્રતા છીનવાઈ

માણસ ‘‘જન’’ તો બની શકે પણ ‘‘સજ્જન’’નહીં. માણસ નીચે બેઠો બેઠો પૈસાને ગણે છે કે, કાલે આટલા હતા આજે આટલા વધ્યા. ને ઉપરવાળો ઈશ્વર હસે છે, ને માણસના શ્વાસ ગણે છે કે, કાલે આટલા હતા ને આજે આટલા ઓછા થયા. બસ કોઈ પણ કર્મ કરો, પણ ધ્યાન રાખો, કુદરત ONLINE છે.

મનુષ્ય જ્યારે જન્મે છે ત્યારે તેનું વજન અઢી કીલો હોય છે. અને અગ્નિ સંસ્કાર બાદ પણ રાખનું વજન પણ અઢી કિલો જ હોય છે.

જિંદગીનું પહેલું કપડું; જેનું નામ ‘‘ઝબલું’’ જેમાં ખિસ્સું ન હોય. વચગાળાના ખિસ્સા માટે આટલી ઉપાધિ શા માટે? આટલા દગા અને પ્રપંચ શા માટે?

લોહી લેતાં પહેલાં ગ્રુપ ચેક કરશો, એ કયા ગ્રુપનો છે? ન્યાયનો? હાયનો છે? હરામનો છે? અને ખોટા ગ્રુપના પૈસા ઘરમાં આવી જવાથી જ ઘરમાં અશાંતિ કલેશ-કંકાસ જેવી ગરબડો થાય. હરામનો ને હાયનો પૈસો જીમખાના ને દવાખાના, કલબો ને બારમાં પૂરો થઈ જશે. ને તને ય પૂરો કરતો જશે.’’

**‘‘ઈન્સાનિયત ઈન્સાન કો ઈન્સાન બના દેતી હૈ,**
**લગન હર મુશ્કિલ કો આસાન બના દેતી હૈ;**
**લોગ યૂં હી નહી, મંદિરોમેં પૂજા કરતે હૈ,**
**આસ્થા હી તો પત્થર કો ભગવાન બના દેતી હૈ.’’**

રવિશંકર મહારાજ (દાદા) કહે છે, ‘‘પૈસાના માટે આજે આદમી માનવતા ખોઈ બેઠો છે. નીતિ-અનીતિનું ભાન ભૂલી ગયો છે. પૈસાને પરમેશ્વર માની લીધું છે. એના નશામાં પોતાનું શરીરબળ ખોયું. સંપ ગયો, સગા ભાઈને ભાઈ પર વિશ્વાસ નથી રહ્યો. સિક્કાની લહાયમાં વિશ્વાસ-પ્રેમ સંપની સંપત્તિ ગુમાવી સંપત્તિ રૂપી સુવિધાને બચાવવામાં પ્રેમને ખોઈ બેઠો. ❑



‘‘ગેરસમજની એક ક્ષણ એટલી પાવરફૂલ હોય છે કે,
તમે સાથે મળીને વિતાવેલી આનંદની સેંકડો ક્ષણોને ભૂલાવી દે છે.’’



# ઇમાનદાર વાઘ

સરકસનો એક વાઘ પાંજરામાંથી છટકવા ઘણાં સમયથી ગડમથલ કરતો હતો, પણ મોકો મળતો ન હતો. બંધન નાના-મોટા કોઈને પણ ગમે નહિ. પ્રાણીઓને મુક્તવિહાર પસંદ હોય. વાઘે છૂટવા ઘણાં હવાતિયાં માર્યાં, ફાંફા મારતાં-તક મળતાં જ છલાંગ મારી પાંજરામાંથી બહાર નીકળતા બે-પાંચ માણસોને પટકી પાડી માતૃભૂમિ (જંગલ) તરફ પ્રયાણ કર્યું. જાતભાઈઓને ખબર પડી કે અમારો નાતીલો ભાઈ માનવે લગાડેલા બંધનો તોડી પુનઃ વતનમાં આવી ગયો છે. નાતીલાઓને એની થઈ ગયેલી મુક્તિની ઉજવણી કરવાનો મનસુબો કર્યો. ઉજવણી કરવા સભાનું આયોજન કર્યું. સૌ વનવાસી પ્રાણીઓને આમંત્રણ પાઠવ્યા. વિશાળ પ્રાણી સભાનું આયોજન થયું. સૌ નિર્ધારીત સ્થળે ભેગા થવા લાગ્યા. પાંજરામાંથી મુક્ત થઈ વનમાં આવી ગયેલા વાઘને બેસવા આસન રાખવામાં આવ્યું. વાઘભાઈ આસન પર બિરાજમાન થયા. વનવાસી પ્રાણીઓનો સભામાં મહેરામણ ઉમટી પડ્યો. કાર્યક્રમ શરૂ થયો. સૌએ વાઘના પ્રરાક્રમની મોંફાટ પ્રશંસા કરી. માનવીના પંજામાંથી છૂટવું બહુ મુશ્કેલ છે. ઘાતકી માનવી જાનવરોને કેદ કરે તો ક્રૂર સજાથી જાનવરો રીબાઈ રીબાઈને મરી જતાં હોય છે. જાનવરોએ ક્રૂરતાથી માણસોને ખત્મ નથી કર્યા. તેથી વધારે માનવોએ જાનવરોની બેહાલી કરી ક્રૂરતાથી કત્લેઆમ કરી છે. એટલે માનવનાં પંજામાંથી મુક્તિ મેળવતાં પ્રાણીઓ આનંદોત્સવ મનાવતા હોય છે. માનવે પ્રાણીઓનો જે ઘાતકી ખાતમો બોલાવ્યો છે, એટલો ખાત્મો પ્રાણીઓએ માનવોનો નથી બોલાવ્યો.

ઉદ્‌ઘોષક સૌને સંબોધીને કહે છે. હવે સૌ શાંતિ જેવી જાળવી છે તેવી શાંતિ જાળવશો. આપણાં વાઘભાઈ માનવ સમાજ વચ્ચે રહેતાં ખાટા-મીઠા અનુભવો થયા હશે તે આપણને કહેશે. તો સૌ શાંતિથી સાંભળે. શાંતિ જાળવવા માનવને જે વિનંતીઓ કરવી પડે છે, એટલી વિનંતીઓ પ્રાણી જગતમાં કરવી



''મનનું મનમાં રાખતા નહીં, તક મળે ત્યારે બોલી દેજો,
ગૂંચ બન્યાની રાહ નહીં જોતા, ગાંઠ મળે ત્યારે ખોલી દેજો;
હોઠ મળે જો કોરા ક્યાંય, સ્મિત તમારું આપી દેજો,
પાંપણ મળે ભીના ક્યાંય, અશ્રુ એના લૂછી લેજો.''



પડતી નથી. સભ્ય ગણાતો માણસ જેટલી ગરબડો કરે છે. એટલી ગરબડો કોઈ પ્રાણી નથી કરતો.

વાઘનું ભાષણ શરું થયું. સર્વ પ્રથમ પોતાનાં સ્વાગત બદલ આભાર માની વાત આગળ વધારતાં કહ્યું; ''મારા પાંજરા પાસેથી લોકો પસાર થતાં, એક બીજા સાથે વાતો કરતાં મેં સાંભળ્યા. લોકો કહેતા હતા,''ફલાણો આટલા રૂપિયા ખાઈ ગયો, ફલાણા માણસને રાજ્ય-દેશનું પદ મળી જતાં માલમાલ થઈ ગયો. કરોડો રૂપિયા ખાઈ ગયો. ફલાણો નેતા સાવ ભૂખડી બારસ હતો. કેટલાના રૂપિયા ચાંઉ કરી જમીનો ફેકટરીઓ બંગલાવાળો થઈ ગયો.''

વાઘની વાતો સૌ પ્રાણીઓ ધ્યાનથી સાંભળવા લાગ્યા. સૌને વાઘના ભાષણમાં રસ પડવા લાગ્યો. આગળ વાત ચાલી. વાઘ કહે ''રૂપિયા પૈસા ખાઈ જવાને કારણે કોઈ જેલ ભેગો થયો. કોઈકે આંગણવાડીના પૈસાનું કૌભાંડ કરી પૈસા ખાધા. કો'કે ધાર્મિક સંસ્થાઓનાં પૈસા ખાઈ ઈજ્જતના કાંકરા કર્યા. આ બધી વાતો સાંભળતા મને થયું. માણસ પૈસા ખાય છે. એટલે આટલો તગડો દેખાય છે. માણસનાં શરીર પર આટલી ચરબી દેખાય છે. એ પૈસા ખાવાને કારણે જ હશે. પાંજરામાં રહી રહી મેં પૈસા ખાવાનો મનસૂબો કર્યો.મેં વિચાર્યું, પૈસામાં કેટલી તાકાત છે! માણસ પૈસાને કારણે જ હૃષ્ટપુષ્ટ દેખાય છે. મને પણ પૈસા ખાઈને લોખંડી બનવું છે. માણસની જેમ પૈસા ખાઈ લીલાલહેર કરવી જોઈએ. પણ પાંજરામાંથી મુક્ત થાઉં તો પૈસા ખાવાનો લહાવો લેવાય. પાંજરામાંથી છૂટો થવા ઘાટ ઘડાતો હતો. ત્યાં મને અમૂલ્ય તક મળી. ભૂલથી ખુલ્લા રાખેલા પાંજરાના દરવાનને ખસેડી પાંજરામાંથી બહાર તરાપ મારી. જેવો બહાર નીકળ્યો કે એક તગડો માણસ જતો હતો, તેના ખિસ્સા પર પંજો મારી પૈસા લીધા. ગોળ સિક્કા પંજામાં આવ્યા. મેં વિચાર્યું, અનુમાન કર્યો કે આને જ પૈસા માણસો કહેતા હશે. મોઢામાં પૈસા નાખ્યા, ખાવામાં સ્વાદ કાંઈ ન આવ્યો. ચાખ્યા-ચગડયા, કાંઈ લિજ્જત ન આવી. સ્વાદ વિનાનાં લાગ્યાં. ચગડતાં, બહુ ચગડતાં મોઢામાં છાલા પડ્યા. લોહી નીકળ્યું. સ્વાદ ન મળ્યું, દાંત વચ્ચે દબાવવા લાગ્યો, વધારે દબાવતા દાંત તૂટ્યા. એક છાલાની પીડા, બીજી દાંત તૂટ્યાની પીડા, રસ તો કાંઈ મળ્યું નહીં.



''કપડાથી ઓળખે છે દુનિયા, ને પૈસાથી તોળાતું માણસપણું,
લાગણી રડતી રહી બજારમાં સાહેબ, ને જુઠ્ઠું હાસ્ય હજારોમાં વેચાણું.''



મજા તો કાંઈ આવી નહીં. મને થયું કે ગળી જવાથી સ્વાદ આવશે. ગળી ગયો. પૈસા પેટમાં ગયા, પછી મારે જે યાતનાઓ સહન કરવી પડી, તેવી યાતનાઓ તો શત્રુને પણ ન થાય. મિત્રો! પૈસા પેટમાં જતાં હેરાન હેરાન થઈ ગયો. પચ્યા નહિ. આજે મને ખબર પડે છે કે, ''હરામના પૈસા ખાધા પછી ક્યારેય પચતા નથી, પરેશાન કરે છે ભાઈઓ! એક તો પૈસા ખાધા પછી સ્વાદ રસ નથી મળતો, પેટ ભરાતું નથી, પૈસા ચાવવાથી દાંત તૂટી જાય છે. મોઢામાં છાલા પડે, સર્વે જ્ઞાતિબંધુઓને હું પ્રાર્થના-વિનંતી કરું છું કે માણસ તો પોતાને બુદ્ધિશાળી માને છે. હોશિયાર માને છે. પણ માણસની જાત પૈસા ખાવાની બાબતમાં મહામૂર્ખ પૂરવાર થાય છે. તમે ક્યારેય ન ખાશો, પૈસા ખાશો તો પરેશાનીઓનો પાર નહીં રહે. સ્વાદ ન આવે, પચે નહીં, આપણું જ લોહી આપણા હાથેથી વ્યર્થ કાઢીએ, એવા પૈસાથી સદંતર છેટા રહેજો.''

વાઘની વાત-અનુભવ સૌને સારો લાગ્યો. જંગલના સૌ પાણીઓએ સંકલ્પ કર્યો. ''ભૂખે મરવું, પણ ક્યારેય પૈસા તો ખાવા જ નહીં.''

માણસાઈ વેંચીને પૈસા ખાતો માણસ વિશ્વાસને પાત્ર નથી. માટે એનાથી દૂર રહેવાનું.

આ રૂપક તરીકેની વાત આંખ ઉઘાડે એવી છે. ''મહેનત અને નીતિથી મેળવેલા પૈસાથી સુખ શાંતિ મળે. અરસ-પરસ સૌને પ્રેમ કરવાની ભાવના થાય. લાગણી શૂન્ય ન બનાય. ધર્મમાં પણ મન ચોંટે, સૌ સારાવાના થાય.''

ક્યાંક વાંચવામાં આવેલ હિન્દી સુવિચાર અહીં ટાંકુ છું.

रूपिया कितना भी गिर जाये, वो उतना नहि गिर सकता है; जितना आदमी रुपिये के लिये गिर गया है।।





''કોણ કહે છે સ્વપ્ન માટે રાત હોવી જોઈએ,
દૃશ્ય જોવાની ફક્ત ઓકાત હોવી જોઈએ;
વાદળોને તોડવાથી આંગણા પલળે નહીં,
ઝાડ જેવી આપણી મીરાત હોવી જોઈએ.''



# તુલાધારની ત્રાજવાની ડાંડી :

ધન જીવનમાં સર્વસ્વ નથી. ધનની એક મર્યાદા છે. ધનથી જ જીવન ચાલતું નથી. વ્યવહાર ચલાવવા એક મર્યાદિત પરિબળ છે. એ વાત ભૂલવી ન જોઈએ. અણહક્કનું ધન પચતું નથી. સુખ-શાન્તિ કે પ્રસન્નતા આપી શક્તું નથી. આદમીએ એટલી હદ સુધી નીચે ન ઉતરી જવું જોઈએ કે માનવીય સદ્‌ગુણોનું જડમૂળથી હનન થાય. માનવીય સદ્‌ગુણોના નાશને ભોગે ધનને પ્રાધાન્ય આપવું એ જબરદસ્ત હાર છે.

માનવ જીવનની ગરિમા ટકાવી રાખવા જેવી છે. ધન ને ખાતર માનવતા મરી પરિવારે ને ગુણોની ઉપેક્ષા કરાય; એ તો હાથી આપી ગધેડો ખરીદવા જેવું થાય! ભણેલા ગણેલા પૈસા માટે છેતરપીંડી કરતા હોય તો એ જ્ઞાન માણસને કર્તવ્યભ્રષ્ટ બનાવી દે. નોલેજ તો કર્તવ્યધર્મમાં મક્કમ બનાવે.

શાયર અકબર કહે છે;

''कमी नहीं कोई कदरदाँनोकी, अकबर करे तो कोई कमाल पैदा।''

જગતમાં કદર કરનારાની કમી નથી, માત્ર પ્રામાણિક્તા-કર્તવ્ય, નિષ્ઠા, ધંધાની નૈતિક્તાની કમાલ દેખાડનારો કોઈ જોઈએ. અત્યારે કોઈ દુકાનદાર ઝવેરી, વકીલ કે ડૉક્ટર એવા છે, જેમાં તમને હૈયાધારણા છે કે તમે છેતરાશો નહીં? નાનું બાળક એક સોનાની વીંટી લઈ આવી શકે અને ન છેતરાય તેવું રહ્યું છે ખરું?

હરિભાઈ કોઠારીના લેખમાં ''તુલાધાર''ની વાત આપી છે. એ વાતને વિસ્તારથી કવિ મકરંદ દવેના શબ્દોમાં અહીં વાંચો;

કાશીના વેપારીની વાત..મુખ્ય બજારની ગલીમાં દુકાન. જીવન જરૂરીયાતની નાની-મોટી વસ્તુઓ દુકાનમાં રાખેલી, મેવા-મીઠાઈના દોર-દમામવાળી દુકાનો.



''આંખ ભીની થાય એ માટેની પૂર્વધારણા,
ભીતરે અંગાર જેવી વાત હોવી જોઈએ;
શક્યતા સઘળી મિલનની એ પછી ઉદ્‌ભવે,
લાગણીની સૌ પ્રથમ રજૂઆત હોવી જોઈએ.''



પણ બધા તુલાધારની દુકાનેથી માલ ખરીદતા. તે ગરીબ શ્રીમંતનો કોઈ ભેદ રાખતો નહીં. તુલાધારની દુકાન જૂદી તરી આવતી. સ્વચ્છ-સુઘડ, કોઈ ઠઠારો નહીં. નગરના લોકો તેમજ દૂર દૂરથી લોકો ખરીદી કરવા આવે. એ સૌને આવકારે.. સૌ સાથે મીઠો વ્યવહાર કરે. વરસોવરસ યાત્રિકો આવતા. તુલાધારની દુકાન એ જ રીતે ધમધોકાર ચાલતી જોઈ સૌને આશ્ચર્ય થતું. દસ વર્ષ પહેલાંની પેઢીઓ બંધ થઈ ગઈ. રેશમી સેલાના ધનિકો રેંકડી ફેરવતા થઈ ગયા. પરંતુ તુલાધારની દુકાન પર ગ્રાહકોની લાઈન રહેતી, ભાવમાં પણ વધારો-ઘટાડો કે ખોટું નહીં. સૌથી વધારે ધ્યાન ખેંચતું તુલાધારનું ત્રાજવું ! ભગત ભગવાનની જેમ મૂર્તિ પૂજે, એવા ભક્તિભાવથી ત્રાજવાને પૂજતો, ત્રાજવાની દાંડી તુલાધાર માટે જીવનની ધરી જેવી હતી. યોગીની સૂરતા પરબ્રહ્મની જ્યોતિમાં એકાગ્ર, તેમ તેની દૃષ્ટિ ત્રાજવાની  દાંડી પર સ્થિર. એટલે જ લોકોએ એનું નામ પાડ્યું ''તુલાધાર''

એક વખત સિદ્ધ મહાત્મા તુલાધારને પગે પડ્યા ! તુલાધારે મૂંઝાતા કહ્યું; 'અરે મહાત્મા..!, અમે તપસ્વી સિદ્ધ-સાધક નથી,'' ત્યારે સિદ્ધ મહાત્માએ કહ્યું; ''તમે સમાજમાં રહી ખરા તપસ્વી-સાધક છો, તમને આવી સિદ્ધિ કેમ પાપ્ત થઈ ?''

તુલાધારે કહ્યું; ''અરે મુનિવર , સિદ્ધિ-બિદ્ધિ કેવી ને વાત કેવી ? હું તો બાપ દાદાનો વેપાર પ્રામાણિક્તાથી કરું છું. કોઈને છેતરતો નથી. જે ધન આવે તેને લક્ષ્મીમાતાનો પસાદ સમજું છું. હું મારા ત્રાજવાના પલ્લા પર ભગવતી દેવીનાં બે ચરણ પડેલા માનું છું-નિહાળું છું. મારા ત્રાજવાના આધારે જીવનનાં ત્રાજવાને સ્થિર રાખેલા સમજું છું.''

આજે કેટલા દુકાનદાર કહી શકે કે; ''અમારા ત્રાજવાની કાંટાની દાંડી સમતોલ રાખી છે ? ઝવેરીથી માંડી, મીઠાઈના વેપારી તુલાધારની જેમ કહી શકશે ખરા ? ❑



''કડવી ગોલિયાઁ ચબાઈ નહીં નિગલી જાતી હૈ, ઉસી પ્રકાર જીવનમેં, અપમાન, અસફલતા,ધોખા જૈસી કડવી બાતોં કો સીધે ગટક જાયેં; ઉન્હેં ચબાતે રહેંગે યાનિ યાદ કરતે રહેંગે તો જીવન કડવા હી હોગા.''



# કોણ બેઈમાન ?

સારા કહેવાતાં સુખી માણસો બેઈમાનીને સિદ્ધાંતની જેમ માનીને જીવે છે. બધી રીતે સુખ-સમૃદ્ધિ, તે છતાં બેઈમાની કરતા લેશમાત્ર ખચકાતા નથી. આવા સુખી સંપન્ન આદમીઓની બેઈમાની જોઈ. જ્યારે ગરીબોને ખાનદાની અને ઈમાનદારી સાથે ખુમારીપૂર્વક જીવતાં જોઈ માથું ઝૂકી જાય છે.

એક વખત ભિખારી મા અને દીકરો ટ્રેનમાં ચડ્યા. અગાઉ બેઠેલા લોકો એને ધક્કે ચડાવવા લાગ્યા. ટ્રેનમાં આવવાની, બેસવાની ના પાડવા લાગ્યા. દીકરો અપંગ હતો. ભિખારી માતા લોકોને કાકલુદી કરવા લાગી. ''તમને તકલીફ ન પડે તેમ સંકડાશમાં બેસી જશું. અપંગ દીકરાને લઈ બીજે ક્યાં જઉં ? મારે આગળના સ્ટેશને ઊતરી જવું છે.''

ટ્રેનમાં બેઠેલા જુવાનો ભિખારીની ટીકા કરવા લાગ્યા. ''આવા લોકોને કારણે આપણો દેશ ઊંચો નથી આવતો.'' જૈફ ઉંમરના લોકો છાપા વાંચતા વાંચતા ટીકા કરતો રહ્યા;''આપણા દેશનો વિકાસ કરવો હોય તો આવા ભિખારીઓને તડીપાર કરવા જોઈએ, આવા લોકોને કારણે જ આપણા દેશની હાલત સુધરતી નથી. સરકારે આવા લોકો માટે કડક પગલાં લેવા જોઈએ. આવા લોકોને તો ભડાકે દેવા જોઈએ.''

જુવાનો અને જૈફ ઉંમરના લોકોને ભિખારી મા-દીકરાનો વિષય મળી ગયો ! એની ચર્ચાએ ચડી ગયા. લઠ્ઠા-પઠ્ઠા હોય છતાં ભીખ માંગતા હોય. લાંબી લાંબી સૂફીયાણી વાતો કરવા લાગ્યા. ત્યાં તો ટી.સી. ભિખારીબાઈ પાસે ટિકીટની પૂછા કરતાં, તૂટેલી ફૂટેલી લઘર-વઘર સાડીના છેડે ગાંઠવાળી ટિકીટ સાચવી રાખેલી,ગાંઠ છોડી ટિકીટ બતાવી. હવે બીજા ભાઈનો વારો આવ્યો. ભારત દેશના

''એક મૂલ્યાંકન કર, શ્વાસોનો ઢગલો કર,નયનોના નઝારાનો ઢગલો કર,
હૃદયના ધબકારાઓનો તું ઢગલો કર, અને તું જ નિર્ણય કર,
જીવન એમાં કયાં છૂપાયું છે ? અને જો જીવન મળે,
તો તું મને પણ જાણ કર.''

ઉત્કર્ષ-વિકાસની વાતો કરનારા આ ભાઈ પાસે ટિકીટ ન હતી. ટી.સી.ને લાંચ આપવા ઘૂસપૂસ કરવા લાગ્યો. ટી.સી. ને પટાવવાની કોશિશ કરી, પણ ટી.સી.ને પટાવી ન શક્યો. જે યુવાનો દેશની ભિખારીઓને કારણે પડતી થઈ રહી છે. એની વાતો કરતાં હતાં એ જ પોતાની જાતને સારા માનનારા ખુદાબક્ષ નીકળ્યા. કેવાઓથી સમાજ-દેશનું પતન થયું છે. આમાં સારા કોને ગણશું ? ભિખારીને કે પોતાની જાતને ? સારું માનનારાઓને સારા માનીશું ? અનીતિ-અપ્રામાણિક્તા કોણ કરે છે ?

ગરીબો કે ભિખારીઓને કારણે દેશનું પતન નથી થયું પણ બેઈમાનીઓની મિલીભગતને કારણે દેશ-સમાજનું પતન થયું છે.❑

## શાબાશ છે...

એલેક ગિનેસ ''ધ બ્રીજ ઓન ધી રીવર કવાઇ'' ફિલ્મનો હીરો યુવાપેઢીને ઘેલી કરનાર...... અભિનયમાં સૌને આફરીન પોકારી દેનાર એલેક ગિનેસને દારૂકંપનીની જાહેરાત માટે ૭ કરોડ ડોલરની ઓફર કરવામાં આવી....કામ સાવ મામૂલી કરવાનું હતું ફકત દારૂ પીવાનો અભિનય છટા સાથે કરવાનું હતું. પણ એણે ૭ કરોડ ડોલરની ઓફર ઠુકરાવી દીધી. અભિનય આપવાની સ્પષ્ટ ના પાડી દીધી. એમણે સમજણ સાથે વાત કરી કે યુવા પેઢીને આ દારૂની જાહેરાત દ્વારા પાયમાલ કરવા કે ખોટી લતના રવાડે ચડાવવા માંગતો નથી. પૈસાની પરવા કર્યા વિના યુવાપેઢીના માનસને ન બગાડવા આ અભિનેતાએ અભિનયની ધસીને ના પાડી દીધી. એ જવાંમર્દ અભિનેતાનીત્યાગવૃત્તિને અભિનંદવા જેવી ખરી કે નહી ? યુવાનો ! આપ બીડી –દારૂ અને યુવાશકિતનું નખોદ વાળતાં નશીલાપદાર્થોની ભયાનકતા સમજી જીવનમાં એને પ્રવેશવા ન દેજો. નશીલા પદાર્થો તો તમારા નૂર –હીર... ખેંચી લઇ ઇન્સાનીયતને બદલે હેવાનીયતની ભેટ આપશે.

દાદાભાઇ નવરોજજીની મુંબઇમાં એક પ્રસિદ્ધ વ્યાપારી સંસ્થા હતી, તેનાભાગીદાર તરીકે ઇંગ્લેન્ડમાં રહેલા. એમની સંસ્થા બીજી ચીજો ઉપરાંત અફીણ અને શરાબનો વેપાર પણ કરતી હતી. દાદાભાઇને આ પસંદ ન હતું તેમણે ભાગીદારોને લખ્યું. અફીણ અને શરાબનાં વેપારમાં સંસ્થાને જે ફાયદો થાય તે મને ન આપશો, મારે તે નથી જોઇતો. ભાગીદારોએ તેમને સમજવવા પ્રયત્ન કર્યો; સરકાર પણ આ ચીજો પર વેરો લઇને પોતાની તિજોરી ભરે છે. તમે મુંબઇની એલ્ફિન્સ્ટન કોલેજમાં પ્રોફેસર હતા. તે વખતે એ જ સરકારી તિજોરીમાંથી પગાર લેતા હતા...તો પછી આ પૈસા લેવામાં શો વાંધો છે ? દાદાભાઇ પર આ દલીલની કોઇ અસર ન થઇ. તેમણે સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે, ''જે ચીજો મનુષ્યને માટે હાનિકારક છે, તે ચીજોના વેપારની કમાણી મારે ના જોઇએ.. હું તેની સાથે કોઇ સંબંધ રાખવા ઇચ્છતો.''❑ ''વમળ'' પૃષ્ઠ–૨૨૪



''તમારો પરસેવાનો રૂપિયો જ્યારે પર–સેવામાં વપરાયને સાહેબ...
ત્યારે માનવું કે તમારૂં જીવન ધન્ય થઈ ગયું.''



# રાઈના દાણા

આ નાનકડી ઘટના આંખ ઉઘાડે એવી છે, વાંચો કવિ ડેનીયલનો પ્રસંગ છે. એ જ્યારે નાનો હતો અને સ્કૂલમાં ભણતો હતો. ત્યારે એમની આર્થિક સ્થિતિ સારી ન હતી. તે સમયે તેમની સ્કૂલમાં નિર્ધન વિદ્યાર્થીઓને પુસ્તકોની સહાયતા મળતી. બીજા બાળકોએ પાઠ્ય પુસ્તકો માટે સહાયતા લીધી. તે જ પાઠ્ય પુસ્તકો ડેનીયલે પણ લીધા. તે લઈને ઘરે ઉત્સાહથી આવ્યો. પણ માને જ્યારે જાણ કરી ત્યારે માએ પ્રેમથી કહ્યું; ''બેટા..! આપણે એટલા નિર્ધન નથી કે તારા અભ્યાસના પાઠ્યપુસ્તક લઈ ન શકીએ. બેટા! પાઠ્યપુસ્તક પાછા આપી આવ. હું વધારે મહેનત મજુરી કરી ફી અને પુસ્તકો પૂરા પાડીશ. હું ખર્ચ ઊઠાવી શકું એટલું કામ કરવાની મારામાં ક્ષમતા છે. બેટા..! આ સુવિધા એવા વિદ્યાર્થીઓ માટે છે. જેઓ બધી રીતે અસમર્થ હોય. આપણને ગરીબોના હક્ક પર તરાપ નથી મારવી. પુસ્તકો સાદર પરત આપી આવ.'' અને ડેનીયલે સ્કૂલમાં પુસ્તકો પરત કર્યા.

અણહક્કનું પચાવી પાડનાર, અને બીજાના હક્કો પર તરાપ મારનાર અને ઘી-કેળા કરનારા લોકો માટે આ નાનકડો પસંગ કાંઈક પ્રેરણા આપે છે.

અમેરિકાના પ્રખર માનવતાવાદી અબ્રાહમ લિંકનની પ્રામાણિક્તાની ઘણી ઘટનાઓ છે. તેમાંની એક ઘટના છે.

એ નાના હતા ત્યારે ગરીબાઈમાં સબડતા હતા. જીવન ચલાવવા રખડપટ્ટી-પરચુરણ કામ કરી જીવન-ગુજરાન ચલાવતા. નાની ઉંમરમાં ભણવાનું ને કામ કરવાનું. આર્થિક ખૂબ તંગી, તે છતાં નીતિ ન્યાય ન છોડ્યા. ચા નો ધંધો કરતા એક સ્ત્રી ચા લેવા આવી. ચા આપી. સ્ત્રીને જોઈતી હતી તેનાથી અડધી આપી. પૈસા પૂરા લઈ લીધા. રાત્રે હિસાબ મેળવતા ખબર પડી કે મેં બેઈમાની



''પથ્થર સદૈવ હથોડે કી અંતિમ ચોટસેં તૂટતા હૈ,
લેકિન ઈસકા યહ મતલબ નહીં કિ ઉસસે પહલે કી સભી ચોટેં બેકાર ગઈ,
ધ્યાન રહે, સફલતા નિરંતર પ્રયાસોં કા પરિણામ હૈ.''



કરી છે. ચા અડધી આપી, પૈસા પૂરા લીધા. સ્ત્રીને ખબર હશે તો પણ તે બોલી નહોતી. એ તો ફરિયાદ કરવા નહીં આવે. દૂર રહેતી હશે. છેતરાઈ હોવાથી બીજીવાર આવશે નહીં. લિંકન પોતે તે રાત્રે ફાનસ લઈ ત્રણ માઈલ દૂર રહેતી એ સ્ત્રીના ઘરે પહોચ્યા. મહિલાની માફી માંગી ''મારાથી ઉતાવળમાં ભૂલ થઈ ગઈ. અડધી ચા આપીને પૂરા પૈસા લઈ લીધા. પૈસા પાછા આપ્યા.'' બાળકની પ્રામાણિક્તા જોઈ, એ મહિલાએ બાળકને કહ્યું; ''તું મોટો થઈશ ત્યારે મહાન થઈશ.'' અને એ મહાન થયા.

નાની વાતો તરફ પણ બેદરકાર ન રહેવાય. નાના -નાના દોષોમાંથી એ દોષો મોટા થતા હોય છે.❑

## માધુકરી

એક મારવાડી ભાઈએ કહ્યું કે,''અમે ગુરુદેવની પ્રેરણાથી વ્યસન છોડ્યું તો ઘરવાળા ખુશ થઈ ગયા છે. દીકરા-દીકરી ખુશ થઈ ગયા.'' અમારી પાસે ડ્રોપ લીધા પછી સામે જ તમાકુ-ગુટકા ખાવાનું એક મારવાડીને કહ્યું, ''બાપજી! અમને શરમ આવે છે. તમારી સામે આવું કેમ ખવાય..?'' એણે જવાબ આપ્યો;

''અમારી સામે શરમ આવે તો સમાજ-પરિવાર વચ્ચે ખાતા તો તમને વધારે શરમાવું જોઈએ. આવી ગલીચ વસ્તુ છોકરો મોઢામાં નાખે તો નાના છોકરાનાં મોઢામાં આંગળી નાખી થૂંકાવે. ને ન માને તો તમાચો મારી ને ગલીચ ચીજો મોં માંથી ઓકાવે. તમે નાના છોકરાથી ગયા ને હોંશીયારીથી કિલો બે કિલો ચાવી ગલીચ ચીજો ખરીદી રાજી થાવ છો. ૩૫૦૦ રૂા. કિલો જેવા ગુટકાનો ભાવ છે. ૮૦૦ થી ૧૦૦૦રૂા. બદામ-કાજુનો ભાવ છે. બે માંથી કઈ વસ્તુ મોંઘી છે એ તમે વેપારી છો. સમજી લો.'' મારવાડી ભાઈઓ જેટલા આવ્યા હતા એ બધાએ પ્રેમપૂર્વક આ બધી વસ્તુનો ત્યાગ કર્યો અને રાજી થતાં વિદાય લીધી.''❑ ''વિહારનો વૈભવ''ભા.-૪. પૃષ્ઠ-૫૬



''પ્રેમ કરતાં વાત્સલ્યની ભાવના શ્રેષ્ઠ છે.''
પત્નીની રસોઈની કાયમ ટીકા કરતી એક વ્યક્તિ તે દિવસે ડબામાંથી કાચી રોટલી હસતા મોઢે ખુશીથી ખાતો હતો, તે નવાઈની વાત હતી, તેને પૂછતાં કહ્યું કે, આજે મારી દીકરીએ રસોઈ બનાવી છે.''



# વેપાર-વ્યવસાય એ ‘‘ભક્તિ’’ છે

બંગાળના કૃષ્ણકાંત ચૌધરીનો મીઠાનો મોટો ઉદ્યોગ અને મોટા વેપારી તરીકે એમની છાપ. વળી, પ્રામાણિક પણ એટલા જ. એક વખતે સો મણ મીઠાનો સોદો એક વેપારી સાથે કર્યો, અને તેમણે વેપારીને કહ્યું; ‘‘માલ હું મારી રીતે લઈ જઈશ.’’ માલ પડ્યો રહ્યો, ત્યાં એકાએક મીઠાના ભાવ ઊંચકાયા. તીવ્ર તેજી આવી. આ તેજીમાં મીઠા ઉદ્યોગવાળાની ધૂમ કમાણી થઈ. પણ જે માલ વેચાઈ ચૂક્યો હતો એ વેપારીનો માલ અલગ રાખ્યો. ઘણી રાહ જોઈ, એ વેપારી માલ લેવા માટે ગમે તે કારણે ન આવી શક્યો. ચૌધરી શેઠે સો મણ મીઠું તેજીની બજારમાં વેચ્યું, પણ નફાની રકમ પેલા વેપારીની અલગ જ રાખી. રાહ જોતા રહ્યા..વેપારી જ્યારે આવ્યો ત્યારે નફાની રકમ આપી દીધી. ચૌધરીને એ વેપારીએ કહ્યું; ‘‘આ રકમ મારી ન કહેવાય, તમારી જ કહેવાય. કારણ કે તમારું મીઠું મેં ઊપાડ્યું જ નહીં. ને સોદો થયા પછી પૈસા પણ ચૂકવ્યા ન હતા. એ મીઠાના વેંચાણના પૈસા પર મારો હક્ક કેમ હોય?’’ ચૌધરીએ કહ્યું; ‘‘ભાઈ! સોદો થઈ ચૂક્યો હતો. એટલે મીઠું તમારું થઈ ચૂક્યું હતું. એટલે નફાની રકમ તમારી જ કહેવાય.. આ પૈસા મારાથી રખાય જ કેમ?’’ આવી નીતિમતાનું ઊંચુ ધોરણ હોય ત્યાં કુદરત સોળે કળાએ ખીલી ઊઠે.

આ વાત તો શ્રીમદ્ રાજચંદ્ર જેવી જ બની ને! કે, ‘‘હું દૂધ પીઉં છું, લોહી નહીં’’ સુખ ચેનથી જીવન જીવવા માટે પ્રામાણિક્તા અવશ્ય જોઈશે. ચાહે તે ગમે આપ બિઝનેશ કરતા હો, ચાહે આપ કોઈ પણ કામ કરતા હો. આપ ચાહે વકીલ, ડોક્ટર, ઈજનેર હો, કે ગમે તે સરકારી ખાતામાં કામ કરતા હો. દરેક ક્ષેત્રમાં નીતિ-પ્રામાણિક્તાને જાળવી રાખવી જોઈએ. ડોક્ટરે ડોક્ટરના વ્યવસાયમાં ભગવાન-ધર્મને આગળ રાખી કામ કરવું જોઈએ. કુન્દનિકા કાપડિયાની આ વાત ડોક્ટરોને જીવનમાં વણી લેવી જરૂરી છે.



‘‘ગુણો કે સહારે હી વ્યક્તિ સફલ હો પાતા હૈ,
મગર વિનય ઔર વિવેક સાથ હો તો શિખર છૂ જાતા હૈ.’’



''આ મોટી વિટંબણા છે ભગવાન, કે મારી આજીવિકાનો આધાર લોકોની માંદગી છે, મિત્રો મને શુભેચ્છા આપે છે ત્યારે હું વિચારું છું કે તેઓ મારા વ્યવસાયની વૃદ્ધિ માટે શુભેચ્છા આપે છે? મારો વ્યવસાય એક ધીકતો ધંધો બને, એ માટે હું ભગવાનની કૃપા યાચું છું?'' વ્યવસાયની વૃદ્ધિ એટલે માંદગીની વૃદ્ધિ.. દરદીઓની વૃદ્ધિ...રોગોની વૃદ્ધિ...આ વિડંબના તો છે જ.. પણ.. એમા સદ્ભાવનું આશ્વાસન પણ છે, કે મારી પાસે આવતાં દરદીઓની પીડા હું કદાચ દૂર કરી શકું..! તેમને સાજા કરવા સિવાય બીજો કોઈ ઉદ્દેશ ન રાખું. શ્રીમંત કે ગરીબ દર્દી વચ્ચે ભેદભાવ ન કરું. દવા બનાવતી કંપનીઓના પ્રચારને-પ્રલોભનને વશ થઈ જરૂર કરતાં વધારે દવાઓ આપવાનો જે વેપાર ચાલે છે. તેમાં ભાગીદાર ન બનું. થોડીક તકલીફમાં દરદીઓને.. મોંઘા પરીક્ષણો માટે ન મોકલું.. દરદીની વાત પૂરી શાંતિથી સાંભળું, સાંત્વનાના બે સ્નેહાળ શબ્દો કહું.. તેમનો વિશ્વાસુ મિત્ર બની રહું, અને સૌથી મોટી વાત તો એ કે, ''હું ઉપચારમાં નિમિતમાત્ર છું... સૌથી મોટો ઉપચાર તો ભગવાન (હરિવૈદ) તમે જ છો, આ હું સદાય યાદ રાખું ને નમ્ર બની રહું... એટલું જ હું માગું છું...''

આવા ભાવો અને પવિત્રતા ડોક્ટરોએ જાળવવી જરૂરી છે.આગમમાં પદ્મલેશ્યા ધરાવતા જીવનાં લક્ષણ બતાવેલ છે.

**चागी भद्दो चोक्खो अच्जवकम्मोय खमदि बहुंग पि।**
**साहु गुरु पूजन रहो, लक्खण मेय तु पम्मस्स ।।**

ત્યાગશીલતા, પરિણામોમાં ભદ્રતા, વ્યવહારમાં પ્રામાણિક્તા, કાર્યમાં ઋજુતા, અપરાધીઓ પ્રતિ ક્ષમાશીલતા, સાધુ-ગુરુજનોની સેવા પૂજામાં તત્પરતા આ પદ્મલેશ્યાવાળાના લક્ષણો છે.

શ્રેષ્ઠ લેશ્યા (મનની વિચારધારા)ઓ શાસ્ત્રમાં કહેલ છે. તે પૈકી પદ્મલેશ્યા પણ છે. સ્વચ્છ વિચાર અને સ્વચ્છ વ્યવહાર કરવાવાળા જીવો શ્રેષ્ઠ લેશ્યાને વરેલા હોય છે. ગંદા મનવાળામાં ધર્મ જામી શક્તો નથી. છેતરપિંડી દગાબાજ વિશ્વાસઘાતી આદમીને શ્રેષ્ઠ ગુણો વરી શક્તા નથી. અસ્વચ્છ મન, અસ્વચ્છ વ્યવહાર દુર્ગુણોને ખેંચે છે. ❑



''કૌન કિસકો દિલમેં જગા દેતા હૈ, પેડ ભી સૂખે પત્તે ગિરા દેતે હૈ,
વાકિફ હૈ હમ દુનિયાં કે રિવાજો સેં, સાઁસ રૂક જાયે તો અપના હી જલા દેતે હૈ.''



# કોણ જંગલી ?

પંચતંત્રમાં એક વાત છે કે, માણસ જંગલમાં પ્રવાસ કરતો હતો. રાત પડી. અંધારું જામતું ગયું. ત્યાં માણસ પાછળ વાઘ પડ્યો. માણસ જીવ બચાવવા દોડ્યો. બચવાની કોઈ આશા ન દેખાઈ. ત્યાં એક ઝાડ દેખાયું. હવે દોડી શકાય તેમ ન હતું. શ્વાસ ધમણની જેમ ચાલતા હતા. વાઘના પંજામાંથી બચવા તે ઝાડ પર ચડી ગયો. વાઘ પણ ઝાડ પાસે બેસી ગયો, માણસને હાશકારો થયો.

શ્વાસની સરગમ તાલબદ્ધ થઈ ગઈ. નિરાંત થતાં ઊંચે નજર કરી. બીજી ડાળ પર વાંદરાને બેઠેલો જોયો, માણસ ગભરાયો. ''ઉપર ચઢે તો વાંદરો, નીચે ઉતરે તો વાઘ..'' વાંદરાનું માણસ પર ધ્યાન ગયું.. વાંદરાએ કહ્યું; ''ભાઈ ફીકર ન કરો.. હું કાંઈ નહીં કરું, મારા તરફથી તમને અભયદાન..આવ મારી પાસે આવ... મારો તો તું ભાઈ છે, અતિથિ છે.. આખર તો આપણો વંશ એક જ છે. આવ.. નિશ્ચિંત થા..''

રાત્રી જામતી ગઈ.. વાંદરાએ કહ્યું; ''આપણે એમ કરીએ.. અડધી રાત તારે જાગવું, અડધી રાત મારે. તારે જાગતા મારી સંભાળ રાખવાની; હું જાગું ત્યારે તારી સંભાળ મારે રાખવાની..''

માણસને ગમ્યું. વાંદરો જાગ્યો.. માણસ સૂઈ ગયો.. આ વાઘે જોયું.. જાગતા વાંદરાને વાઘે કહ્યું; ''અરે...વાંદરાભાઈ તમે જંગલવાસી, હું પણ જંગલવાસી તમને-મને ઈન્સાન સાથે શું સંબંધ ? બચવું તો માણસ જાતથી. તું માણસને ધક્કો માર.. હું એને ખોરાક બનાવી દઉં. તું તારે રસ્તે, હું મારે રસ્તે, માણસ વિશ્વાસપાત્ર નથી.''

વાંદરાએ કહ્યું; ''વાઘભાઈ! ભલે હું જંગલવાસી છું પણ માણસનો પૂર્વજ



''પિપલ કે પત્તોં જૈસા મત બનિયે,
જો વક્ત આને પર સૂખ કર ગિર જાતે હૈ,
બનના હૈ તો મેંહદી કે પત્તો જૈસા બનિયે,
જો પિસ કર ભી દૂસરોં કી જિંદગીમેં રંગ ભર દેતેં હૈં.''



છું. મેં વચન આપ્યું છે. મારાથી વિશ્વાસઘાત ન થાય. મારો અતિથિ છે. અભયદાન આપ્યું છે. દગો ન કરાય. વચનભંગ કોઈ સંજોગોમેં ન થાય..''

વાઘને ખાતરી થઈ કે વાંદરો વચન પાળશે. માણસને બચાવશે. વાઘ ત્યાં જ બેઠો રહ્યો. હવે માણસનો વારો આવ્યો. વાંદરો સૂઈ ગયો. વાઘ પોતાનો દાવ ફેંકતા કહ્યું; ''હે ઈન્સાન! તારો પરિવાર છે ને?''

''હા... હું ફસાઈ ગયો છું. તમારો મને ડર લાગે છે..''

''તારે બચવું છે? તો એક રસ્તો છે. વાંદરાને ધક્કો માર, હું એને ખાઈ જઈશ. મારું પેટ ભરાઈ જશે. મારું કામ થઈ જશે. પછી તું મુક્ત..''

વાઘની વાત ઈન્સાને માની લીધી, પોતાના સ્વાર્થ ખાતર માણસ શું નથી કરતો. મતલબી માણસે વાંદરા સાથે વિશ્વાસઘાત કરી ધક્કો માર્યો. પણ ચપળ વાંદરો ચેતી ગયો, પડતાં પડતાં બીજી ડાળ પકડી લીધી. આબાદ બચી ગયો. માણસ મૂંઝાયો.

વાઘે કહ્યું; ''વાંદરાભાઈ ! મેં આપને ચેતવ્યા હતા. દગાખોર માણસનો વિશ્વાસ ન થાય. જો તમારી સાથે વિશ્વાસઘાત કર્યો..ભાઈ! તને હજુ કહું છું માણસને ધક્કો મારી નીચે ફેંક..તું આવું કરી શકીશ?''

વાંદરાએ કહ્યું; ''આવું માણસ કરી શકે.. અમે ભલે વાંદરા ખરા પણ આવું ન કરીએ..''

વાંદરો વફાદાર રહ્યો, વિશ્વાસઘાત જેવો ઘોર પાપ ન કરી શક્યો. ઘોર પાપ કરતાં માણસજાત અચકાતી નથી.

કોને જંગલી કહીશું? ઈન્સાફ આપ કરજો. પણ આ વાત સમગ્ર માનવજાત માટે નથી.

ઘણાં માણસો ઈમાનદારી પૂર્વક જિંદગીને જીવતા જોવા મળે છે.❑



''સ્નાન તન કો, ધ્યાન મન કો, દાન ધન કો,
યોગ જીવન કો, પ્રાર્થના આત્મા કો,
વ્રત સ્વાર્થ કો, ઔર પરોપકાર કિસ્મત કો શુદ્ધ કરતા હૈ।।''



# કર સરવાળો !

ઝવેરી બજાર (મુંબઈ)માં ત્રીસ વરસથી હોટલ ચલાવતા ઈડરવાળા મયાશંકર મા'રાજની વાત એ પૂરવાર કરે છે કે, ''પ્રામાણિક્તા તો જીવનનો પ્રાણ છે. શ્વાસ વિના શરીર નહીં.. પ્રામાણિક્તા વિના જીવન નહીં.''

મયાશંકર મા'રાજની હોટલ ધમધોકાર ચાલે. ઈમાનદારી તો નસેનસમાં વણાઈ ગયેલી.ખોટું, ખરાબ, હલકું ખવડાવવું નહીં. લોકોને લૂંટવા નહીં. હલકું ખવડાવી પૂરા પૈસા લઈ લોકોનાં જીવન સાથે રમત કરતા ન હતા. પૈસા ખાતર લોકોની તંદુરસ્તી સાથે છેડછાડ કરતા નહીં. હિસાબ-કિતાબનો ચોપડો રાખતા નહીં, સાંજ સુધી ગલ્લામાં આવે એમાંથી બીજે દિવસે સવારે દાણાવાળાને, દૂધવાળાને, શાકવાળાને રોકડે હિસાબ ચૂક્તે કરવાનું. માલ લઈ ટાઈમસર પૈસા દઈ દેવાનાં.

મયાશંકર મા'રાજનો એક દીકરો સી.એ. થયો. એક દિવસે એ છોકરાએ બાપુજીને કહ્યું; ''બાપુજી, ચોપડા વિના નફા નુકશાનીની શું ખબર પડે? ચોપડા રાખો તો કમાણીની ખબર પડે.''

પોતે સી.એ. હતો એટલે હિસાબ-કિતાબની વાત કરતો. નફા-નુકશાનની દીકરાના મોઢે વાત સાંભળી મયાશંકરે દીકરાને કહ્યું; ''બેટા નફા-નુકશાનીની વાત તેં ઊપાડી એટલે મારે જવાબ દેવો પડે. સાંભળ..જો બેટા દેશમાંથી મુંબઈ જ્યારે આવ્યો ત્યારે પહેરેલ ધોતિયે આવેલો..નાની હોટલ ચાલુ કરી. આ હોટલની કમાણીમાંથી તારા ભાઈને ડૉક્ટર બનાવ્યો. તારી બેનને વકીલ બનાવી, અને તું સી.એ. થયો. આ બધું જ હોટલની કમાણીમાંથી સરભર થયું..

''પણ....બાપુજી...'' ''બેટા!...હજુ વાત અધૂરી છે. સાંભળ. આપણી પાસે સરસ કાર છે. ઓનરશીપનો ફ્લેટ છે. બધી વહુઓના દાગીનાને આ હોટલ.. તમારા લગ્નના ખર્ચા અને ઘરનું કારભાર ચલાવવાનું આ બધું જ હોટલે પૂરું પાડ્યું છે. હવે કર સરવાળો. ધોતિયું બાદ કર, અને જે આવે તે નફો.

સી.એ. દીકરો છક્ક થઈ ગયો. આ ઈમાનદારીની કમાલ કહેવાય.❑



''રૂબરૂ હોને કી તો છોડિયે, ગુફતગૂ સે ભી કતરાને લગે હૈ,
ગુરુર ઓઢે હૈ રિશ્તે અપની હૈસિયત પર ઈતરાને લગે હૈ;
ન રખો રિશ્તો કી બુનિયાદોમેં કોઈ જુઠ કા પથ્થર,
લહર જબ તેજ આતી હૈ, ઘરૌંદે ટૂટ જાતે હૈ.''



# હક્કનું ખપે-હરામનું નહીં

**''ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે,**
**ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે''**

આ કાવ્યના રચયિતા કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા કવિ ''બાલ'' છે, ''કલાન્ત''કવિના નામે ઓળખાતા. તેમના જીવનનો એક પ્રસંગ છે.

એક વખત ડાયરો ભરાયેલો. ડાયરામાં કવિ ''બાલ'' મૂંઝાયેલા લાગતા હતા. ડાયરામાં આવેલા માણેકલાલભાઈએ કવિને પૂછ્યું; ''કેમ ઉદાસ બેઠા છો ?''

''પૈસાની હમણાં તાણ રહે છે, ખોરડું વેંચવા માગું છું પણ કોણ લે..!'' તેમણે કહ્યું.

કવિ કોઈની એમ જ મદદ લે તેવા ન હતા. ખુમારીપૂર્વકનું જીવન જીવનારા હતા. માંગવું-મરવું બે સરખું માનતા હતા. આવી મર્દાનગી સાથે ગૌરવપૂર્ણ જિંદગી લોકો જીવતા હતા.

માણેકલાલે કહ્યું; ''ખોરડો વેંચો એના કરતા તમને હું મદદ માટે પૈસા આપું તો ન ચાલે.. ?!''

''ના, ન ચાલે, એમ જ અપાતી એક પાઈ પણ ન જોઈએ.''

''તો કવિરાજ અબઘડી આવું.''

અને માણેકલાલે મોં માંગ્યા ખોરડાનાં દામ ચૂકવી ખોરડું લઈ લીધું... જરૂર ન હતી, તે છતાં આ રીતે કવિને મદદ કરવાની ભાવના રાખી. વસ્તુ આપીને પૈસા લેનાર કવિરાજ કૌવતવાળી જિંદગી જીવતા હતા.

કવિરાજની સમસ્યા હલ થઈ. ખોરડું વેંચાતું લેનાર માણેકલાલભાઈ તે જગ્યાએ નવું બાંધકામ કરાવવા ખોરડું જમીન દોસ્ત કરાવ્યું. કાટમાળ હટાવ્યું. પાયા ખોદાવવાનું કામ શરૂ થયું. પાયાનું બાંધકામ કરતાં પાવડો કો'ક કઠણ વસ્તુ

> ''જીવનમાં સુખી થવા માટે બે સુંદર રસ્તા છે; તમારી લાગણીઓ દર્શાવવા માટે કદી પણ આંસુની મદદ લેશો નહીં અને તમારો ગુસ્સો બતાવવા માટે કદી પણ શબ્દોની મદદ લેશો નહીં.''

સાથે જમીનમાં અથડાયો. ''ખ..ણ..ણ'' અવાજ થયો. તપાસ કરતાં જમીનમાંથી સોનામહોર ભરેલો ચરુ નીકળ્યો. માણેકભાઈ હાજર હતા. ચરુનું ઢાંકણું ખોલતા સોનું જોયું. સોની પાસે લઈ ગયા. સોનીએ અંદાજ કાઢ્યો, ૪૯ હજાર રૂપિયાનું આ સોનું થાય. સોનીએ ખરીદવાની ઑફર કરી, રોકડા લઈ લેવા.

માણેકભાઈએ ના પાડતા કહ્યું; ''પરાયો ધન સોણેં ય નં ખપે.'' એટલે કે પારકો ધન સ્વપ્નમાં પણ ન જોઈએ.

સોનું દેખી સંન્યાસી ચલિત થઈ જાય. પણ માણેકલાલ ચલિત ન થયા. કવિના ઘેર ચરુ લાવ્યા. ''તમારા મકાનમાંથી આ ગુપ્તધન મળ્યું તમારા મકાનમાંથી નીકળલું ધન તમારું કહેવાય.''

''માણેકભાઈ, મારી કોઈ છૂપી સંપત્તિ કહેવાય જ નહીં'' કવિએ કહ્યું; જે છે તે જાહેર થયા પછી, વેંચાયા પછી જે ઘણીનું મકાન થાય તે જ ધણીની તે સંપત્તિ થાય. હું રહેતો હોત તે મકાન વેંચાયું ન હોત તો મારું કહેવાય. ભલે બાપ દાદાનું મકાન હોય, જે રહેતો હોય તે મકાન જેણે લીધું હોય તેનું થાય. માણેકભાઈ, હક્કનું ખપે, હરામનું નહીં, હક્કનું પચે, હરામનું નહીં.''

માણેકભાઈએ કહ્યું; ''મેં તમારું મકાન લીધુ, ધન નથી લીધું, તો મારું ''કેમ થાય?'',

ન લેવાનો ઝઘડો આને કહેવાય.

''માણેકભાઈ જ્યારે લખાણ થયા ત્યારે લખાણમાં લખાયું કે, ''આ મકાન આકાશ પાતાળ સાથે આપવામાં આવે છે.'' આ દસ્તાવેજના લખાણ પ્રમાણે ચાલવું. એ લખાણ પ્રમાણે મારું નહીં, તમારું જ થાય. ચાલો, માણેકભાઈ જય ભગવાન. અને કવિ કંથારિયા ભજન ગાવામાં પડી ગયા.

આવી પ્રામાણિક્તા હોય ત્યાં આનંદ મંગલ થાય જ ને?





''સમય બદલાય છે જિંદગી સાથે, જિંદગી બદલાય છે સમય સાથે,
સમય નથી બદલાતો આપણી સાથે
બસ, આપણા બદલાય છે સમય સાથે.''



# ઈમાનદારી-તારણહારી

''ગુજરાત સમાચાર''ની પૂર્તિમાં ''ઝાકળઝંઝા'' પરાજિત પટેલની રસપદ કટારમાં એક સરસ પ્રસંગ વર્ષો પહેલા વાંચવા મળ્યો. અક્ષરશ: એ પ્રસંગને અહીં આલેખું છું.

**''ઈમાનદારીથી લખાશે, જિંદગીની વારતા!!**
**તે દિવસે સ્વર્ગ કેરા, આવશે ના ઓરતા..!!''**

''કોણ છે, આવી મધરાતે?'' અવાજ હતો સોડમભાનો.

ઘરનું આંગણું છે. આંગણાને અડીને ઊભો છે એક લીલોછમ લીમડો, લીમડાની નીચે કાથીનો ખાટલો છે. એના ઉપર ગોદડું છે. ને ગોદડા પર સૂતા છે. સોડમભાના બે દીકરા. દીકરાની વહુઓ છે. બધાંએ સર્વાનુમતે નક્કી કર્યું કે સોડમભાનું જીવતાં જગતિયું કરવું.

એમ તો સોડમભા પાસે લાખેકનો વેત ખરો. પોતાનાં જીવતાં નાત જમે એનાથી રૂડું શું? એમણે લાખ રૂપિયા મોટી વહુના હાથમાં મૂકી દીધા. ''લો આ પૈસા!, તમે મારા માટે ઘસાવા તૈયાર થયાં છો, તો હું શું કામ જોઈ રહું? તમારા સાસુ તો પાંચ વરસ પહેલાં હરગાપુરી જતી ગાડીમાં ચઢી બેઠા. એમની ખોટ તો છે જ. પણ, બેટા! તમે મારા જીવતે જગતિયું કરવાનો વિચાર કરો છો તો લ્યો આ લાખ રૂપિયા.. રંગે ચંગે અવસરનું ઉજવણું કરો, ને જુઓ, બહેન-દીકરીઓને આલવામાં હાથ ટૂંકો ન કરશો..''

બસ અડધી રાતે ખાટલામાં પડ્યા પડ્યા આ જ વિચારો કરતા હતા. સોડમભા...જાગતી આંખે દશ્યો જોઈ રહ્યાં હતા. થોડેક દૂર રેલ્વેના પાટા આડા થઈને પડ્યા હતા. એક ટ્રેન તો હમણાં જ ગઈ. સાડા બારવાળી ગાડી. ને હવે બીજીને માત્ર વીસેક મિનિટ જ વાર હતી.



''દુનિયા કા સબસે ખુબસૂરત પૌધા 'પ્યાર'કા હોતા હૈ,
જો જમી પર નહીં 'દિલો મેં' ઉગતા હૈ, ''



સોડમભા પડ્યા પડ્યા બધું જોઈ શક્તા હતા. ત્યાં જ એમની નજર ગાડીના પાટા તરફ જતાં ઓળા પર પડી. પાંસઠે ય સોડમભા અડીખમ હતા. એમણે તરત જ બૂમ પાડી.

''કુણ છે, આવી અરધ રાતે ?'' જવાબ ન મળ્યો. ઉપરથી અંધારામાં જતા એ ઓળાની ચાલ ઝડપી બની. ભા બેઠા થયા. હાથમાં બેટરી લીધી. ને લાઈટ ફેંક્તા ફેંક્તા દોડ્યા, ને માત્ર ચાર મિનિટમાં જ પેલા ઓળાને પકડી લીધો. તેના ચહેરા પર લાઈટ ફેંકી.

''અરે દોલતરામ તમે ?'' ને એમણે દોલતરામને બાવડેથી ઝાલીને ખેંચ્યા.

''ભા મને જવા દો,

''કેમ ?

''મરવા, ગાડીના પાટા નીચે કપાઈ જવા.''

ને દોલતારામને સોડમભા ખાટલા પાસે ખેંચી ગયા.

''બેસો,''

દોલતરામ બેઠા.

''કેમ ગાડીના પાટા વહાલા કરવા દોડવું પડ્યું ?''

ભાએ મુદ્દાનો સવાલ પૂછી નાખ્યો. ને જવાબ ? જવાબમાં બાસઠ વરસના દોલતરામ મોંફાટ રડી પડ્યા.

ભાએ એમના બરડે હાથ ફેરવ્યો.

''મને વાત તો કરો ?''

અને દોલતરામે રડતાં રડતાં કહ્યું; ''ભા, શી વાત કરું ? એકનો એક દીકરો જુગારને રવાડે ચઢી ગયો છે. ને પૂરા નેવું હજારનું દેવું કરી નાખ્યું છે. વળી, ઉઘરાણીવાળાઓ ધમકીઓ આપે છે. બે દિવસ પહેલાં જ ઉઘરાણીવાળા આવ્યા હતા. ને ધમકી આપતાં કહેતા ગયા કે, ''તમે બુધાના બાપ છો ને ? બે દિવસમાં અમારે પૈસા જોઈએ. જો પૈસા નહીં આપું તો એ પાછા આવવાના. હું શું કરું ? મારા ઘરની ઉજળી આબરૂ પર મેશના છાણાં થયા છે ભા..! બુધો તો ગઈકાલનો જ ક્યાંક ભાગી ગયો છે  બુધાને તો કશી જ પડી નથી. ભા  પણ મારી આંખો આગળ મારી વહુ ને દીકરાની આબરૂનું ભેલાણ હું શી રીતે જોઈ શકું ?  એના કરતા મોત સારું.''



''धन को एकत्रित करना सहज है, लेकिन संसार को एकत्रित करना कठिन है, धनको लूटा जा सकता है, संस्कारों के लिये समर्पित होना पडता है. ''



''બસ, આટલી જ વાત છે ?''

''હા, ભા... '' ને સોડમભા ઊભા થયા. આંગણામાં આવીને ઊભા રહ્યાં ને બોલ્યા. ''ઉજળી વહુ..ઓ ઉજળી વહુ...''

એમનો ઊંચો અવાજ સાંભળતા જ ફટાક દઈને ઘરના બારણાં ખૂલી ગયાં. માથા પર સાડલાનો છેડો તાણીને ઉજળી વહુ ઉભી રહી.

''ભા, કઈં કામ હતું ?''

''હા, મેં જે લાખ રૂપિયા તમને રાખવા આલ્યા'તા, એ લઈ આવો.''

ઉજળી વહુ ઘરમાં ગઈ. ન કોઈ સવાલ, ન કોઈ શંકા. તિજોરીમાંથી લાખ રૂપિયાની નોટોનું બંડલ લાવીને ઉજળીએ સસરાના હાથમાં મૂકી દીધું. એણે કશું પૂછ્યું જ નહીં, છતાં ભા એ કહ્યું; ''લાખ રૂપિયામાં કોઈનું જીવતર બચતું હોય તો ધંધો લાભનો કહેવાય''

તેઓ લીમડા નીચે આવ્યા. દોલતરામ એમની રાહ જોઈને જ બેઠા હતા. ભાએ લાખ રૂપિયાનું બંડલ દોલતરામના હાથમાં મૂકી દીધું.

દોલતરામ ઊભા થયા. ભાના પગમાં પડી ગયા ને ફાટ્યા સાદે બોલ્યા. ''અણીના સમયે તમે તો શામળશા બનીને મદદ કરી છે, તમારો ગુણ શી રીતે ભૂલાય ભા ? તમારા રૂપિયા દૂધે ધોઈને પાછા આલીશ ભા''

દોલતરામની આબરૂ સચવાઈ ગઈ. આમ તો દોલતરામનો અનાજનો ધંધો હતો. સિઝન ટાંણે અનાજ ખરીદી લેતા અને શહેરમાં જઈ ભાવફેરમાં વેંચી દેતા. લાખોની લેતી-દેતી થતી. પણ આ વરસે પંદર સો મણ ડાંગર રાખી. પીલાવીને ડાંગરનું એમણે ચોખામાં રૂપાંતર કરી નાખ્યું. પણ સરકારે ચોખાની આયાતના દ્વાર ખોલી નાખ્યા હતા. એટલે ચોખાના ભાવ ધબ્બ દઈને બેસી ગયા. દહાડે દહાડે ભાવ ઘટતા હતા. એટલે પૂરા ત્રણ લાખની ખોટ ખાઈને ચોખા વેંચી માર્યા.દોલતરામ કડકાબાલૂસ થઈ ગયા. ને એ જ સમયે એમનો દીકરો બુધાલાલ જુગારમાં નેવું હજારનું દેવું કરી બેઠો. ચાર ચાર દીકરાઓનાં લગ્નમાં જ બધી બચત અને નફો અદૃશ્ય થઈ ગયો હતો. ઘરનું ગાડું ચલાવવાનું જ મુશ્કેલ હતું. ત્યાં બુધાનાં નેવું હજાર!...?

-ને એય પતી ગયું સોડમભાએ પત રાખી.



''દર્પણ કા કામ હૈ, યથાર્થ દિખલાના,
અપના કામ હૈ, દાગોં કો મિટાના,
દાગ હૈ તો દિખેંગે ફિર દર્પણ ફોડનેસેં ક્યા ફાયદા ?''



સોડમભાનું મકાન ગામમાં મોટામાં મોટું ગણાતું. શહેરના કોઈ શેઠિયાનો બંગલો જોઈ લો. સોડમભા શેરબજારમાં સારું એવું કમાતા હતા. એમનો દીકરો મદન પણ શેરબજારમાં સો ના દોઢ સો કરતો હતો. ત્યાં જ વાત આવી સોડમભાના ''જીવતે જગતીયા''ની, પણ બીજે જ દિવસે સવારે ભાએ દીકરા અને વહુને પાસે બેસાડીને કહ્યું; ''બેટા, મારે જીવતે જગતિયું નથી કરવું''

કેમ ?

''મારે તો જીવતે જગતિયું કાલે રાત્રે જ થઈ ગયું'' એમણે બધી જ વાત કહી. મદન પણ ભા જેવો જ દિલનો દોલો હતો. ''ભલે ભા , તમે જે હશે તે સારા માટે જ કર્યું હશે.''

સમયનું ચક્ર જોર જોરથી ફરવા લાગ્યું. પાંચેક વર્ષ વીતી ગયા. પણ આટલા વરસોમાં તો ધાર્યું પણ ન હોય એવું બની ગયું. ભાના માથે આપતિ ત્રાટકી. રૂપિયા બધા શેરોમાં રોકાયા હતા. શેરબજારનો આખલો ભમ્મ કરતોક ને હેઠો બેસી ગયો. ભાવ તળિયે બેસી ગયા. સદીનું મોટામાં મોટું મંદીનું મોજું શેર બજારમાં ફરી વળ્યું. ને ભાએ લમણે હાથ ઠોક્યા. દેવું મોટું હતું.

આખું ઘર ચિંતામાં ડૂબી ગયું હતું. ત્યાં જ અચાનક ભાએ કહ્યું; ''મદન, આપણે આ બંગલો ફટકારી દઈએ તો ?''

''પણ પછી આપણે ?''

સોડમભાનો બંગલો વેચાય છે. બોલી બોલાય છે. આ ગામના અને આસપાસના ગામોના માંધાતાઓ આવ્યાં છે. સોડમભાના બંગલાનું વેચાણ થઈ રહ્યું છે. બોલી બોલનારો માટે સાદે બોલે છે. ''બોલો, દસ લાખ રૂપિયા એ...અગિયાર લાખ....મારા બાર લાખ, મારા તેર લાખ, મારા પંદર લાખ, બસ, પંદર લાખે વાત અટકી છે. પંદર લાખથી વધારે બંગલાના આપી શકાય નહીં. પંદર લાખ ઉપર કોઈ બોલતું નથી. બોલી બોલનાર કહે છે, ''પંદર લાખ એકવાર..બે વાર..અઢી વાર..ને તે ત્રણવાર...'' એમ કહેવા જાય છે. ત્યાં જ પાછળથી અવાજ આવ્યો. ''મારા સતર લાખ'' બધાએ સતર લાખ કહેનારા તરફ જોયું.

સોડમભા નીચું મોઢું રાખીને બેઠા હતા,એમણે ઊંચે જોયું, એકીસાથે એંસી આંખો સતરલાખ બોલનારા તરફ મંડાઈ ગઈ.



''મનકા ઝૂકના બહુત જરૂરી હૈ, માત્ર સર ઝૂકાનેસે પરમાત્મા નહીં મિલતા''



એ બુધાલાલ હતો. એની જોડે જ દોલતરામ ઊભા હતા. બુધાલાલના હાથમાં મોટી બેગ હતી. બોલી બોલનારે સતર લાખ ત્રણ વાર કહીને બંગલાની ચાવી બુધાલાલના હાથમાં મૂકી દીધી.સૌ વિખરાઈ ગયા. દોલતરામ સોડમભા પાસે આવ્યા. સોડમભાએ કહ્યું; ''દોલતરામ આજથી આ બંગલો તમારો, તમે કહો તે કાગળ સહી કરી આપું.

''ના, ભા ના! બંગલો મારો નથી, બંગલો તો તમારો છે, ને તમારો જ રહેશે. આ બંગલામાં સોડમભા સિવાય બીજું કોઈ ન રહી શકે, ભા, લો તમારા બંગલાની ચાવી''

''પણ આટલા બધા રૂપિયા?''

''દેવામાં અપાઈ ગયા!'' ''પણ હું શી રીતે તમને ચૂક્વીસ આટલા બધા રૂપિયા?''

''ચૂક્વવાના નથી, કારણ કે બધા રૂપિયા તમારા જ છે.''

''મારા છે?''

''હા, તમે આપેલા રૂપિયામાંથી વધેલા દસ હજારમાંથી મેં ફરી ધંધો કર્યો. ખેડૂતોને પૈસા ઉધાર આપ્યા. ને પાંચ વર્ષમાં તો ભા દસ હજારના પચાસ લાખ થઈ ગયા. એ બધા જ તમારા છે. ભા! તમારા માટે તો આ કાયાની ચામડી ઉતરડી નાંખીને એના જોડા કરું તોય મારાથી ૠણ ન ચૂક્વાય! લો ભા, આ ચાવી. બંગલો તમારો જ છે, ને તમારો જ રહેશે. ને ભા, લો આ બીજા પાંચ લાખ. ધંધો શરૂ કરો. હતાશ ન બનો, હુ બેઠો છું. ''નવી ગિલી, નવો દાવ''

''પણ આટલું બધું?''

''ઓછું છે ભા, તે દહાડે મારી વહુની આબરૂ ગઈ હોત તો? વહુ અને છૈયાને ઉપાડી ગયો હોત તો? ભા, એની સરખામણીએ આ તો તણખલાને તોલેય નથી''

ત્યારે ભા પોક પોક રડી રહ્યાં હતા. દીકરા મદન અને વહુ ઉજળી બધાં જ હીબકાં ભરતા હતા ને દોલતરામ પોતાના રૂમાલથી ભીની આંખો લૂછીને રૂમાલને મૂલ્યવાન બનાવી રહ્યા હતા.❑



''નફરત કો હજાર મૌકે દો, કિ વો પ્યાર મેં બદલ જાયે,
લેકિન પ્યાર કો એક ભી મૌકા મત દો કિ વો નફરત મે બદલ જાયે''



# ઈમાનદારી-શુદ્ધ સોનાની લગડી

**અન્યાયોપાર્જિતં દ્રવ્યં દસવર્ષાણિ તિષ્ઠતિ ।**
**પ્રાપ્તે ચૈકાદસે વર્ષે સમૂલં ચ વિનશ્યતિ ।।**

''અન્યાયથી મેળવેલ સંપતિ બહુ બહુ તો દસ વરસ સુધી રહી શકે. કદાચ એકાદ વરસ વધારે રહે, પણ અંતે મૂળ સાથે વિનાશ થાય. અપ્રામાણિક્તાથી કમાવેલું ધન કદી લાંબુ ટકતું નથી.''

એક જૂની કથા ઘણાંને ખબર છે.

યુનાનમાં એક હેલાક નામના ધનિક હતા. ખૂબ લોભી હતા. યેનકેન પ્રકારે ધંધો કરી ધન કમાતા. લોકોને છેતરતા, બેઈમાની કરી ધન કમાતા, પણ ધન ટક્તું નહીં. ઘરમાં, પરિવારમાં કાંઈકને કાંઈક તકલીફ થાય, એમાં ધન વપરાઈ જતું. ગમે તેમાં નુકશાની થતી. એટલે હેલાક એવા ને એવા કડકા રહેતા. મહેનત ખોટું-સાચું, કાળા-ધોળા, કૂડ-કપટ કરવામાં સમયનો પૂરો ભાગ આપતાં, પણ સરવાળો શૂન્ય જ આવતો.

સમય જતાં સંતાનના લગ્ન થયા. ઘરે પુત્રવધૂની પધરામણી થઈ. પુત્રવધૂ ચતુર, ચાલાક, સંસ્કારી, ગુણીયલ હતા. ઘરની હાલત જોઈ. બિઝનેશની પોલિસી જોઈ, પુત્રવધૂએ પરિસ્થિતિનો તાગ મેળવી લીધો. એક દિવસ હિંમત કરી સસરાને કહ્યું;

''બેઈમાની ન કરો. ઈમાનદારી અપનાવો.''

''શેઠને શિખામણ ઝાંપા સુધી.'' જેવો તાલ થતો! છેવટે પુત્રવધૂની જીત થઈ. શેઠે ઈમાનદારી પૂર્વક ધંધો ચાલુ કર્યો. ખરાબ છાપ ભૂંસાતી ગઈ. લોકો વિશ્વાસ રાખતા થયા. પુત્રવધૂએ બધું બારીકાઈથી જોયું કે પિતાજી હવે ઈમાનદારીથી બિઝનેશ કરે છે. ને ધંધામાં જમાવટ થવા લાગી. ઈમાનદારીના ધનનો કેવો પ્રભાવ હોય છે. તે વાતની ખાતરી કરાવવા પુત્રવધૂએ સસરાજીને



''માણસ સૂતો હોય છે ત્યારે નેચરલ હોય છે,
જાગૃત અવસ્થામાં તો નાટક જ કરતો હોય છે.''



કહ્યું કે, ''સોનાની એક લગડી જાહેર રસ્તા પર ફેંકી દો. હેલાક શેઠ પોતાના નામવાળી લગડી રસ્તા પર ફેંકી. લોકોના પગ તળે આવવા લાગી. કો'કે એને ઉઠાવી જોઈ. હેલાક શેઠનું નામ વાંચી શેઠને સુપત કરી. એ જ લગડી તળાવમા ફેંકાવી. માછીમારની જાળમાં મગર આવી ગયો. ચીરતા સોનાની લગડી દેખાઈ. ધોઈ, સાફ કરી જોઈ, તો હેલાક શેઠનું નામ વાંચતા શેઠ પાસે જઈ લગડી પાછી આપી. આ હકીકત શેઠે પુત્રવધૂને કહી. શેઠને ખાતરી થઈ ''અનીતિનું ધન ટક્તું નથી ને નીતિનું ધન ખસતું નથી.'' ગુમ કરાયેલી સંપતિ પણ પાછી આવી જાય છે. ''હક્કનું ધન પચે, અણહક્કનું ધન ખૂંચે, પચે નહિ.'' પછી તો શેઠની ઈમાનદારીની છાપ એટલી ફેલાઈ કે હેલાક પ્રવાસ ખેડવા લાગ્યા. હેલાકની પતિષ્ઠા જામી.

આ વાતથી ખાતરી રાખવા જેવી છે કે ઈમાનદારીથી કરેલી કમાણી ઘર-પરિવાર સૌને સુખ શાન્તિ આપે છે. ❑

## માધુકરી

### સત્કર્મ, તપથી વડું.

એક સરસ વાત છે, કોઈ સંત મરણ પામતાં સ્વર્ગના દ્વારે પહોંચ્યાં. ચિત્રગુપ્તે અંદર જતાં એમને અટકાવીને પૂછ્યું; ''મહાત્માજી! બોલો ધરતી પર રહીને શું કર્યું? સંતે કહ્યું; ''મેં મારી અડધી જિંદગી દુનિયાદારીમાં પસાર કરી, જિંદગીનો બાકીનો જે ભાગ હતો તે દરમ્યાન બધું છોડી તપ સાધનામાં પસાર કર્યો.''

ચિત્રગુપ્તે કહ્યું; ''અંતિમ સમયમાં કોઈ પુણ્ય આપના સ્ટોકમાં નથી. શરૂઆતની અડધી જિંદગીમાં જ પુણ્ય કર્યું છે, તે બેલેન્સમાં છે.''

આ સાંભળીને સંતને આશ્ચર્ય થયું. તેમણે કહ્યું; ''આમ કેમ? ''

ચિત્રગુપ્તે કહ્યું; ''શરૂઆતની જિંદગી ભલે દુનિયાદારીમાં વિતાવી, પણ આત્મીયતા–પ્રેમનો વિસ્તાર કર્યો. બીજાના હિતમાં લાગી જે માનવતા–પરોપકારના કાર્યો એનાથી પુણ્ય ઉપાર્જન કર્યું. સ્વર્ગના અધિકારી તમે તમારા તપને કારણે નથી થયા પણ અગાઉની જિંદગીમાં જે સત્કર્મ કર્યા તેના કારણે આ સ્થાન પામ્યા.'' ❑

''ઉપકાર મીમાંસા''–પૃષ્ઠ–૩૮



''યહ પ્રભુ કી કૈસી લીલા હૈ, દારૂ બેચનેવાલેકો કહીં નહીં જાના પડતા,
પર દૂધ બેચનેવાલે કો ઘર ઘર જાના પડતા હૈ.''



# અન્ન તેવો ઓડકાર

દરેક ક્ષેત્રમાં નીતિ પ્રામાણિક્તા આવશ્યક રાખવા જેવી છે, વ્યવહાર અને વેપારદરેકમાં નૈતિક્તાનું ધોરણ શ્રેષ્ઠ રાખવું જોઈએ.

**''મૂકે જે નીતિને નેવે, પ્રપંચે છેતરે સૌને,**
**અનીતિ રાખીને વર્તે, બન્યા વેપારી તેથી શું?''**

ચાર ગતિમાં જીવ કેવા કેવા વ્યવહાર કરવાથી જાય છે. તેનું વર્ણન કરે છે. તેમાંનો એક અંશ છે.

**''કૂડ-કપટને ગૂઢ માયા કરી વળી, બોલે મુસાવાયોજી,**
**કૂડા તોલાને કોડા માપલા વળી ખોટા લેખ લખાયોજી''**

એ ચાર પ્રકારે જીવ તિર્યંચમાં...વૈભવ-સંપતિ મેળવવા ખોટુ–સાચું, કૂડ-કપટ કરી ગ્રાહકને ઊંધા ચશ્મા પહેરાવી,ખોટા તોલમાપ વજન કાંટામાં ગરબડ કરવી. ધંધામાં ખોટું કરવું, ખોટું બોલવું, ખોટા લખાણ કરવા. આ બધામાં ખોટું કરવાથી જીવ તિર્યંચ (જાનવર) ગતિમાં જાય છે.

ભેળસેળ વિનાની આજે કોઈ વસ્તુ રહી નથી. ખાવા-પીવા પાણી...રહેવું, ઓઢવું, જીવવું બધામાં ભેળસેળ. દવા-સારવારની વસ્તુઓમા પણ ભેળસેળ. પૈસા માટે માણસો બીજાની જિંદગીની પરવા નથી કરતા. જીવન જરૂરિયાતની તમામ ચીજોમાં ભેળસેળ કરી માણસે પૈસા એકત્ર કરવા હલકામાં હલકો રસ્તો અપનાવ્યો છે. યેનકેન પકારે પૈસાદાર થઈ વૈભવશાળી જિંદગી જીવવી છે. લોકોનાં સુખને ભોગે, લોકોની તંદુરસ્તીના ભોગે, કરુણા, દયા, માનવતા, જીવ પત્યેનો પ્રેમ, ભાવ બધું જ છોડી તિલાંજલિ આપી, શ્રીમંત બનવા માંગે છે, વટ પાડવા માંગે છે. સમાજમાં પોતાની છાપ બેસાડવા માંગે છે.

શીખોના ધર્મગુરુ નાનક ફરતાં ફરતાં એક ગામડામાં પધાર્યા. લોકોની ભીડ જામી. સૌ સત્સંગ કરવા માટે આવવા લાગ્યા. તેમાં એક જાગીરદાર પણ



''ખુદા તારા દરબારમાં ખબર નથી પ્રશ્ન શું પૂછાતો હશે?
આત્મા તે જ પરમાત્મા તો, પથ્થર કેમ પૂજાતો હશે?
ભવોભવના કરેલા ભેગા આવે તો એ ભવ કેમ ભૂલાતો હશે?
પ્રભુ, લાગે છે કે, માનવીના મન પાસે તું પણ મૂંઝાતો હશે.''



આવ્યો. સત્સંગ બાદ ભોજનની ભક્તિ કરવા નિમંત્રણ આપ્યું. ષટ્રસ ભોજન નાનકજીની સામે ધર્યા..ત્યારે જ એક ખેડૂત ગરીબડો ભોજનમાં રોટલા ગ્રહણ કરવા વિનંતી કરી. અગાઉ જાગીરદારનું ભાણું આવી ગયું, તે છતાં નાનકજીએ ગરીબભાઈની અરજી સ્વીકારી. રોટલો લેવા હાથ લંબાવ્યો. ખૂબ જ ભાવ સાથે ગરીબ ખેડૂત રોટલો આપતાં પ્રસન્ન થવા લાગ્યો. ત્યારે જાગીરદાર નારાજ થઈ નાનકજીને કહેવા લાગ્યો, ''હું તો આપ જ્યારથી અહીં પધાર્યા ત્યારથી આપની સાથે ને સાથે રહ્યો. ભોજનનું નિમંત્રણ પણ આપને સૌથી પહેલાં આપ્યું. મારી ભાવના ઠુકરાવી આ ગરીબ ખેડૂતનો રોટલો આરોગ્યો?'' ગુરુનાનકજી જાગીરદારને કહ્યું; ''તેરે ભોજન મેં રક્ત હૈ..ઈસકે ભોજનમેં ભાવ હૈ''

''વો કૈસે હો સક્તા હૈ?'' એવો સવાલ જાગીરદારે કર્યો. ત્યારે નાનકજીએ એનું ખાવાનું લઈ. દબાવતા એમાંથી લોહી ટપક્યું.

''દેખ, તેરે ભોજનમેં સે લહુ ટપક્તા હૈ, ક્યોંકિ તેરા ધન અનીતિકા હૈ''

''આમ પ્રજાને છેતરી કૂડ-કપટ કરી જમીન-જાગીર હડપી લીધી છે. જ્યારે આ ખેડૂતે શરીરમાંથી પરસેવો પાડી, નીતિની કમાણીમાંથી ભોજન બનાવ્યું છે. ''નીતિની કમાણીનું ભોજન બુદ્ધિ સુધારે, અનીતિથી કમાયેલું ભોજન બુદ્ધિ બગાડે, બુદ્ધિ ભ્રષ્ટ કરે.''

જાગીરદાર ચૂપ થઈ ગયો. ખેડૂત ખુશ થઈ ગયો. ધન નીતિ-પ્રામાણિકતા સાથે કમાવાય, તો એનાથી ખરીદાતું ધાન શુદ્ધ કહેવાય. અને શુદ્ધ ધાન મનને પણ શુદ્ધ કરે. અશુદ્ધિથી કમાવેલો પૈસો ધાનને અશુદ્ધ કરે. અશુદ્ધ ધાનનું ભોજન અશુદ્ધ બને. અશુદ્ધ ભોજન આરોગવાથી મન પણ અપવિત્ર બને. જેવું ધન-ધાન, તેવું જ મન પણ તે રીતે તૈયાર થાય.❑





''પ્રેમથી કરેલા કામમાં ક્યારેય 'થાક' નથી લાગતો,
અને વેઠથી કરેલા કામમાં ક્યારેય આનંદ નથી આવતો''



# બિલ ખોવાઈ જાય; પણ ઈમાનદારી ખોવાતી નથી.

ડો. વિજળીવાળાનાં પુસ્તકમાંથી વાંચેલી આ ઘટના છે. ધ્યાનથી વાંચો એ હૃદયને ભીંજવતો આ પ્રસંગ.

ઉછીના-પાછીના પૈસા, તથા બેન્કની લોનની મદદથી ૧૯૮૦ની સાલની ૨૮મી એપ્રિલે મારી પ્રાઈવેટ બાળકોની હોસ્પિટલ''કિલ્લોલ'',નું અમે ઉદ્ઘાટન કર્યું. વધારે બિલ કે પૈસા કોઈની પણ પાસેથી ન લેવાઈ જાય તેની હું હંમેશા તકેદારી રાખતો. એટલે બેન્કના હપ્તા ભરવામાં સારી એવી ભીંસ રહેતી. એવા સમયમાં જ જૂન મહિનાની ગરમીના દિવસોમાં પાલિતાણાની બાજુમાં આવેલા એક નાના એવા ગામડાની એક નાની દીકરીને મારા ક્લિનિકમાં લાવવામાં આવી હતી. હું એને ધ્યાનથી તપાસતો હતો. બે વરસની એ છોકરીને ધાણીફૂટ તાવ હતો. લુહારની ધમણ ચાલતી હોય તે રીતે એનો શ્વાસ ચાલતો હતો. દરેક શ્વાસે એ કરાંજતી હતી. લઘર-વઘર કપડાં પહેરેલા એ છોકરીનો બાપ મારી બાજુમાં ઊભો રહી ધ્યાનથી મારા ચહેરાના ભાવો વાંચવાની કોશિશ કરી રહ્યો હતો.

''શું લાગે છે સાહેબ? છોડી બચી જશે?''

એણે પ્રશ્ન કર્યો, એના અવાજમાં એની બે વરસની દીકરીને બચાવવાની ચિંતા તો હતી જ. પરંતુ સાથોસાથ એનું દરદ ગંભીર છે. એની સમજણ પણ ભળેલી હતી.

''બચી તો શકે..!'' મેં શબ્દોને બરાબર તોળી તોળીને બોલતા કહ્યું; ''પરંતુ! તમે એની છાતીમાં સોઈ મૂકી તપાસ માટે પાણી કાઢવાની પરવાનગી આપો તો...'' મેં છોકરીના છાતીના એક્ષરે પર નજર ફેરવતા કહ્યું.

''પણ સાહેબ! એને થયું છે શું? ઈ વાત તો કરો! પાલિતાણાના દાક્તરે અમને અહીંયા મોકલ્યા એટલે કાંઈક ભારે કરાગ (રોગ) છે. એનો ખ્યાલ તો આવી ગયો, પણ છોડીને છાતીમાં પાણી છે કે રસી છે?'' છોકરીના બાપે સવાલ ક્યો.



''જીવનમેં પૈસા નહીં, વ્યવહાર કમાઓ સાહેબ..,
ક્યોંકી સ્મશાનમે 'ચાર' કરોડ નહીં ચાર 'લોગ' આયેંગે''



‘‘જુઓ, એના ડાબા ફેફસા ફરતું પરુ ભરાઈ ગયું લાગે છે. એનો તાવ લોહીની તપાસ, છાતીનો ફોટો અને એની તબિયત દરેક વસ્તુ કહે છે કે એ પરુ જ હોવું જોઈએ. પરંતુ એ નિદાન સો ટકા નક્કી કરવા માટે આપણે એની છાતીમાં સોઈ મૂકીને તપાસ કરવી પડે. પાણી કે રસીને બહાર કાઢી લેબોરેટરીમાં મોકલવાની જરૂર પડે. પાણી છે કે પરુ એ નક્કી થાય તે પછી એ પ્રમાણે એનો ઉપાય થઈ શકે.’’

છોકરીનો બાપ ચૂપ થઈ ગયો. એણે એની પત્ની સામે જોયું. બંને જણાએ આંખોથી જ કંઈક વાત કરી. મેં અનુમાન લગાવ્યું કે કદાચ આ લોકો છાતીમાં સોઈ મૂકવાની વાતથી ગભરાઈ ગયા છે. મોટાભાગના આવા દર્દીઓમાં આમ પણ મા-બાપને સમજાવતા નાકે દમ આવી જતો હોય છે. નાનાં બાળકની નસ શોધી સોય મૂકવામાં એકાદ પંકચર વધારે થાય તો પણ મા બાપ અકળાઈ જતાં અને ધીરજ ગુમાવી દેતાં કે સિરિયસ બાળક હોય તો પણ લઈને જતાં રહેતાં અમે જોયાં છે, તો અહીંયા તો બે વરસની છોકરીની છાતીમાં સોય મૂકીને પરુ ખેંચવાની વાત હતી. મને લાગતું હતું કે એવી પ્રોસિજર માટે એ બંને જણાં ના જ પાડી દેશે. અને રખેને એ લોકો એવું કરે તો ગંભીર હાલતમાં આવેલી એ છોકરી વધારે જોખમી પરિસ્થિતિમાં મૂકાઈ જાય તેમ હતું. એ લોકોની અવઢવ અંગે આટલું અનુમાન લગાવી મેં કહ્યું ‘‘જુઓ, આ એક સાદી તપાસ છે. બાળકની છાતીની ચામડી આપણે એક દવાથી બહેરી બનાવી દેશું, એટલે એને જરાય દુઃખશે નહિ. પરંતુ તમે લોકો હિંમત રાખીને સહી કરી આપો. એક્વાર છાતીમાંથી પરુ નીકળી જશે એટલે છોકરીને તરત જ સારું થવા લાગશે. આ તપાસ તો આપણે ઘણી બધી વાર કરતા હોઈએ છીએ, એટલે તમારે બિલકૂલ ગભરાટ રાખવાની જરૂર નથી.’’

‘‘સાહેબ  તપાસથી હું જરાય ગભરાતો નથી. પણ ખરચાથી મૂંઝાઉં છું. આ બધામાં ખર્ચ કેટલું થશે? બિલ કેટલું આવશે?’’ એ માણસ બોલ્યો;
પાંચેક દિવસ રોકાવાનું થાય, તો એકાદ હજારનો ખર્ચ થાય.’’ મેં જવાબ આપ્યો...

‘‘હું...ઉ...ઉ...’’ એ માણસ ફરીથી વિચારમાં પડી ગયો. મનમાં જ કંઈક



‘‘સાચી મિત્રતા ‘ઓશિકા’ જેવી હોય છે,
થાકયા હોવ ત્યારે તેની સાથે તમે હળવા થઈ શકો,
દુઃખમાં તેના પર આંસુ વહાવી શકો,
ગુસ્સામાં તેને મુક્કા મારી શકો, અને ખુશીમાં તેને ભેટી શકો.’’



ગણતરીઓ કરી, એણે એની પત્ની સામે જોયું.

''તો સાહેબ  તમે તમારા બિલના પૈસા બાકી રાખો ખરા ?હમણાં ખૂબ જ ભીંસ ચાલે છે, એટલે ખર્ચની વ્યવસ્થા થાય તેમ નથી.'' આ વખતે એની પત્નીએ સવાલ કર્યો, મને હવે એમની મૂંઝવણનું સાચું કારણ સ્પષ્ટ જણાઈ આવ્યું.

મેં કહ્યું; ''અરે ભલા માણસ  આટલી અમથી વાતથી મૂંઝાઈ ગયા ? પૈસા કે બિલનો તો સવાલ જ નથી. તમ તમારે જ્યારે સગવડ થાય ત્યારે આપી જજો. કદાચ સગવડતા ન થઈ શકે તો ભૂલી જજો, પરંતુ અત્યારે તો આ દીકરીની જિંદગી બચાવવા જે કરવું પડે તે કરવું જોઈએ, તમે એની છાતીમાંથી પરુ કાઢવા માટે સહી કરી મંજૂરી આપો. એટલે હું કામ શરૂ કરું. પૈસાના પ્રશ્નથી છોકરી ન બચે એવું તો ન જ થવું જોઈએ ને ?''

''હા, સાહેબ, એની જિંદગી તો અમારે પણ બચાવવાની છે, પણ ટૂંકા પડશું એવું વિચારીને મૂંઝાતા હતા.તમે આટલું કરી આપતા હો તો લાવો, ક્યાં સહી કરવાની છે ? મને લખતાં તો નથી આવડતું. અંગૂઠો મારીશ તો ચાલશે ? બસ, મારી દીકરી દયા બચી જાય તો ભયો ભયો !'' આંખમાં આવેલ ઝળઝળિયાંને વજ્ર મનોબળથી પાછા ઢબૂરીને એ માણસે મંજુરી પત્રક પર અંગૂઠો મારી આપ્યો.

''મારા સાહેબ  અત્યારે તો અમારી પાસે કાંઈ નથી, પણ જેવી ખર્ચની વ્યવસ્થા થશે કે, તરત જ તમારા પૈસા દૂધે ધોઈને આપી જાશું.'' બસ, છોકરીની મા આગળ કંઈ બોલી ન શકી.

મેં મારું કામ શરૂ કર્યું. બાળકીને છાતીમાં સોઈ મૂકી. ઘણી રસી નીકળી. એ પછી એક મોટી નળી (Intercostal drainage) છાતીમાં કાણું પાડીને મૂકી આપી. એ પછીના દસેક દિવસ સુધી થોડું થોડું કરતા સાત મિલિલિટર (પોણો લિટર) રસી એ બે વરસની છોકરીની છાતીમાંથી નીકળી. જેમ જેમ રસી નીકળતી ગઈ એમ દયાના દયામણા ચહેરા પણ રોનક આવતી ગઈ. હાડપિંજર જેવી લાગતી એ છોકરી રોજના દોઢ સો ગ્રામ જેટલા દાળિયા ઝાપટી જવા માંડી. ધીમે ધીમે એનું કરાંજવાનું બંધ થઈ ગયું. ધમણની માફક ચાલતી છાતીની જગ્યાએ નિરાંતનો શ્વાસ શરૂ થયો. દસમાં દિવસે અમે એની છાતીમાંથી નળી કાઢી લીધી. પહેરેલા

''જિંદગી મેં અચ્છે લોગોંકી તલાશ મત કરો, ખુદ અચ્છે બન જાઓ,
ક્યોંકિ જબ લોગ આપસે મિલે તો ઉનકી તલાશ પૂરી હો જાયે,
અર્થાત્  સર્વ ગુણોં સે સજાયેં.''

કપડે જ દસ દસ દિવસથી દયાની સેવાચાકરી કરતાં અને છૂટક ગાંઠીયા ખાઈને દિવસો પસાર કરતા મા-બાપ માટે મને માન થઈ આવતું. રાત પડે છોકરીનો બાપ તો લૉબીમાં કંઈપણ પાથર્યા વિના જ વેઈટિંગ રૂમમાં પંખા નીચે સૂઈ જતો. ઉનાળાના અંત ભાગના દિવસો હોવાથી ઓઢવા-પાથરવાની જરૂરિયાત ન રહેતી.

દયાને દાખલ કર્યાના અગિયારમા દિવસે અનરાધાર વરસાદ શરૂ થયો. ૧૯૯૦ના એ મહિનામાં ખૂબ વરસાદ પડેલો. બાર કલાક પૂરા થયા તેમ છતાં વરસાદ અટકવાનું નામ નહોતો લેતો. વરસાદનું વધતું જતું જોર જોઈ દયાના મા-બાપના ચહેરા પર મૂંઝવણ ઉપસી આવી. દયાની છાતીમાંથી અમે નળી કાઢી લીધી હતી. હવે એ આરામથી ચાલી દોડી શક્તી હતી. એ સાંજે દયાનો બાપ મારી ચેમ્બરમાં આવ્યો અને બોલ્યો, ''સાહેબ અમને રજા આપી શકાય તો આપી દ્યો. દયા તો હવે સાવ સારી થઈ ગઈ છે.''

''કેમ ? ચૌદ દિવસનાં ઈન્જેકશન પૂરી કરીને ગયા હોત તો સારું હતું.'' મેં કહ્યું;

''સાવ સાચું કહું સાહેબ, હવે તો ગાંઠિયાના પૈસા પણ ખૂટી ગયા છે, અમારા એક બે સગાને કહેવડાવ્યું, પણ કોઈ પૈસા આપી ગયું નથી. હવે દવાના પૈસા પણ નથી. અને બીજું, શેત્રુંજી નદીમાં પૂર આવી જશે તો અમારા ગામની બસ ને રસ્તો બેઉ બંધ થઈ જશે. પછી અમે ઘરે નહીં જઈ શકીએ.'' એ માણસે પેટ છૂટી વાત કરી દીધી. મને એમની બેઉ ચિંતાઓ વ્યાજબી લાગી. ટિકિટભાડાના તેમજ ત્રણ દિવસની દવાના પૈસા એમના હાથમાં મૂકી મેં એમને રજા આપી. સાત દિવસ પછી બતાવી જવાની તાકીદ કરી. બીજા દિવસની વહેલી સવારની બસમાં વરસતા વરસાદમાં એ લોકો નીકળી ગયા.

સાત દિવસ પછી બતાવવા આવવાની મહેતલ એ લોકો ચૂકી ગયાં. પંદર દિવસ પછી જ્યારે એ લોકો ન દેખાયા ત્યારે મને મનમાં ને મનમાં જ હસવું આવ્યું. કારમી અછત કોને કહેવાય એ બરાબર જાણતો હોવાથી એ લોકોના પાછા ન આવવાનું કારણ મને ન સમજાય તેવું કેમ બને ? બિલની રકમની વ્યવસ્થા ન થઈ હોય તો જ એ લોકો ફરી બતાવવા ન આવ્યા હોય તે તો દીવા જેવી ચોખ્ખી

**''થાલી મે ઝૂઠા છોડને સે પહલે નીચેકી લાઈન જરૂર પઢ લેના''**
''ડોક્ટર કી આંખોમેં ભી આંસુ ઉભર આયે, જબ બાલ મજદૂરને ઉનસે પૂછા;
''ક્યા ! ઐસી કોઈ દવા હૈ, જિસસે ભૂખ હી ના લગે.''
''ઈતના હી લો, થાલી મેં, વ્યર્થ ના જાયે નાલી મેં.''

વાત હતી. મેલા, એક જોડી જર્જરીત કપડામાં દસ દિવસ ગાંઠિયા ખાઈને પસાર કરતા એ માણસના ઘરની આર્થિક પરિસ્થિતિ કેવી હશે એ અંગે અનુમાન પણ લગાવવું પડે તેમ ન હતું. આવા લોકો પૈસા ન દેવા હોય એટલે બતાવવા ન આવતા હોય તેવું નથી, હોતું પરંતુ દેવા હોય છતાં નથી આપી શક્તા એની શરમને કારણે આવવાનું ટાળતા હોય છે.

ભગવાનનું નામ લઈ સંપૂર્ણ ચૂક્તે લખીને મેં એમના બાકી બિલનો કાગળ ફાડી નાખ્યો.

આ ઘટનાનાં એકાદ વરસ પછી મારી ઓ.પી.ડી.માં ''દાકતરનાં પૈસા તો દૂધે ધોઈને આપી દેવા જોઈએ'' એવું એક માજી બોલ્યા એ વાક્ય સાંભળતાની સાથે જ મને ''દયા'' યાદ આવી ગઈ. એની માતાએ પણ આવા જ શબ્દો ઉચ્ચારેલા. દયાને યાદ કરી હું મનોમન હસી પડ્યો. સિરિયસ આવેલી એ છોકરી કેટલી સરસ થઈને ઘેર જઈ શકી હતી એ યાદ આવતાં મન ફરીથી એક્વાર આનંદથી ભરાઈ ગયું.

સાત વરસ પછી ૧૯૯૭ની એક બપોર હું ઓ.પી.ડી.માં બેઠો હતો. એક પછી એક દરદી વારા પ્રમાણે બતાવતા જતાં હતાં. એ વખતે દસેક વરસની છોકરીને લઈને ગામડાનો એક માણસ અંદર આવ્યો. મેં એ છોકરીને મારી બાજુમાં બેસાડવા માટે ઈશારો કર્યો. મને લાગતું હતું કે, આ પહેલા આ માણસ મારી પાસે આવી ગયો છે. પણ કંઈ બરાબર મેળ નહોતો પડતો. ''નહીં સાહેબ, એને બતાવવી નથી.'' પરિચિત જેવા લાગતા એ માણસે જવાબ આપ્યો.

મને નવાઈ લાગી, છોકરીને જો બતાવવી નથી તો વારા માટે રાહ જોવાનો કોઈ મતલબ હતો ખરો ? આશ્ચર્યના ભાવો સાથે મેં પૂછ્યું, ''તો પછી શું કામ આવ્યા છો ?''

''તમારું બિલ ચૂક્વવા !'' એ માણસે જવાબ આપ્યો. પછી દસેક વરસની લાગતી એ દીકરીના માથે હાથ મૂકીને કહ્યું, ''આને ઓળખી સાહેબ ? આ દયા. છાતીમાં પરુ ભરાઈ ગયું હતું, એની તમારે ત્યાં સાતેક વરસ પહેલા સારવાર લીધેલી. એનું બિલ ચૂક્વવા માટે આવ્યો છું. અમારા ગરીબના ઘરમાં તો એના



''ક્ષમા ગરીબને પણ પરવડી શકે એટલી સસ્તી છે,
ક્રોધ અમીરને પણ ન પરવડે એટલો મોંઘો છે.''



બિલનું કાગળિયું ક્યાંય ખોવાઈ ગયું છે. પણ સાહેબ, તમારી પાસે તો નોંધ હશે જ ને ? એ કાઢો અને મને આંકડો (બિલની રકમ) કહો, અને હા, એમાં આટલા વરસનું વ્યાજ પણ જે થાતું હોય તે ઉમેરી દેજો,''

હું છક થઈ ગયો. મને સાત વરસ પહેલાની સંપૂર્ણ ઘટના બરાબર યાદ આવી ગઈ. પૂરા સાત વરસ પછી એના શબ્દોમાં કહીએ તો ફર્ય (સગવડતા) થતાં જ એ ગરીબ માણસ બિલ ચૂક્વવા હાજર થઈ ગયો હતો. બેન્કોના કરોડો અને લોકોનાં લાખોનું ફુલેકું ફેરવી નાખતા કહેવાતા અમીરો કરતાં એ લઘર વઘર ગામડીયો વ્હેંત ઊંચો લાગતો હતો. ભ્રષ્ટાચાર કરી પૈસા ખાઈ જવા માટે ઑફિસોના ડોક્યુમેન્ટસ સગેવગે કરી નાખતા અને એ માટે કંઈ કેટલાય પ્રપંચો રચતા સમાજના એક મોટા અધિકારી વર્ગના ગાલ પર આ માણસની નિષ્ઠા એક સણસણતા તમાચા સમાન હતી.

''અરે મારા ભાઈ! કાગળિયા તો મેં પણ નથી સાચવ્યાં! એ પૈસા તો હવે ભૂલી જવાના. એમ ગણવાનું કે ચૂક્વાઈ ગયા. દયા સાજી થઈ ગઈ એ જ મારે મન પૈસા છે. હવે મને એ પૈસા નથી આપવાના. પણ હા, એ પૈસામાંથી મારા નામે એક સરસ મજાનો ડ્રેસ એ દીકરી માટે ખરીદતા જજો! મારા ચોપડામાં તો એ ક્યારના ચૂક્તે થઈ ગયો છે.'' મેં કહ્યું.

''નહીં સાહેબ! પૈસા તો તમારે લેવા જ પડશે. છેલ્લા બે વરસથી મારી પર ભગવાનની મહેરબાની થઈ છે. અને હવે નાણાંભીડ ઘટી છે. એટલે તો તમારા પૈસા ચૂક્વવા આવ્યો છું. નહીંતર ક્યાં આટલા વરસ સંભારેલુ? હવે ફર્ય (સગવડતા) છે તો મારે તે ચૂક્વી જ દેવા પડે. મારી આ દીકરી દયા, આજે સાવ સાજી-સારી છે. એ તમારા લીધે જ છે. જો એ દેવું ન ચૂક્વું તો તો પાપમાં પડું! એટલે તમારા પૈસા તો મારે આપવા જ પડે!'' એ માણસે બિલ ચૂક્વવા માટે જે આગ્રહ સેવ્યો તે મને નવાઈ પમાડતો હતો. બિલના પૈસા ઓળવી જવાનો જરાપણ ઈરાદો એના શબ્દોમાં ન હોતો દેખાતો.

''અરે ભાઈ! નથી લેવા મારે એ પૈસા, મૂકોને માથાકૂટ હવે!'' મેં કહ્યું. ''મારા તરફથી એ પૈસા આ દીકરીને આપ્યા એમ ગણજો.''



''જીવનની એક સાચી હકીકત છે,શંકા કરીને બરબાદ થઈ જવું,
એના કરતાં વિશ્વાસ રાખીને લૂંટાઈ જવું વધારે સારું છે.''



એ માણસ ઊભો થયો ખિસ્સામાં હતા એ બધા જ રૂપિયાની થોકડી મારા ટેબલ પર મૂકી દીધી. પછી બોલ્યો, ''જૂઓ સાહેબ, તમે આંકડો માંડો તો કાંઈ નહી. હું મારી પાસેના બધાં પૈસા અહીં જ મૂકીને જતો રહીશ. તમે મારા બિલના પૈસા નહીં લ્યો તો આ બધા પૈસા મારા માટે ગૌમાટી બરાબર !'' એમ કહી એણે સાચોસાચ બહાર જવા પગ ઉપાડ્યો.

''સારું, પાંચસો રૂપિયા થાય, એટલા આપી દ્યો, અને મારું માન રાખીને એ રકમ હવે આખરી ગણજો'' મેં નમતું જોખતા બિલનો આંકડો કહ્યો. એ માણસ થોડીવાર મારી સામે જોઈને ઉભો રહ્યો. ગામડાનો અભણ માણસ હોવા છતાં એ જાણતો હતો કે દસ દિવસ સુધી છાતીમાં નળી ભરાવી પરુ કાઢવાની સારવારનું બિલ પાંચ હજાર રૂપિયાથી ઓછું ન જ થાય. પરંતુ એ મારા મનનો ભાવ પણ સમજી ગયો હતો. મારા માન અને મન બંને રાખવા એ સંમત હતો. એવું મને લાગતા એણે મૂકેલી રૂપિયાની થોકડીમાંથી પાંચસો રૂપિયા લઈ બાકીના મેં એને પાછા આપ્યા.

એ પછી બાપ દીકરી બહાર જવા પાછા ફર્યા. છોકરીની મા બોલી હતી. તેમજ સાચા અર્થમાં ''દૂધે ધોઈ''ને મારા બિલની રકમ ચૂક્વીને જઈ રહેલા એ માણસ માટે મને અનહદ માન થયું. મારા મનમાં આનંદનો ઊભરો ડૂમો બનીને ભરાઈ ગયો. ફાટેલા અને લઘર-વઘર કપડાં પાછળ અકબંધ સચવાઈ રહેલી ભારતીય સંસ્કૃતિની એ ભવ્ય છબીને હું મનોમન વંદી રહ્યો. ?





''મારું તારું'' કરનારા લોકો અસ્તિત્વ હારી ગયા,
''જતું'' કરનારા લોકો જીતી ગયા.''



# આ વૈભવનો પાયો કેવો ?

ભેળ-સેળ, ખોટું–સાચું, અન્ન-દવા, જીવન જરૂરીયાતની ચીજોમાં ભેળ-ભગત કરવાથી ભવિષ્યમાં ખુદને જ નુકશાની થાય છે.

માણસનું નીતિમતાનું ધોરણ દિવસો દિવસે તૂટતું જાય છે. પૈસા ખાતર ગમે તે કરવા જરાપણ હિચકિચાટ અનુભવતો નથી. ખાવા-પીવા, પહેરવા–ઓઢવા, દવા-ઉપચાર તમામ વસ્તુઓમાં ભેળ-સેળ કરી માણસ માણસની તંદુરસ્તી સાથે છેડછાડ કરી રહ્યો છે. પાણી જેવી કુદરતની વસ્તુઓને પણ ખરાબ કરી માણસ માણસને મૂર્ખ બનાવી રહ્યો છે. ભણેલો-અભણ ગામડામાં રહેનારો શહેરમાં વસનારો, પોતાની જાતને સાચો સારો માનનારો....પૈસા ખાતર ગમે તે રસ્તા અપનાવી લીધા છે.

કોઈક શેઠે પૈસા મેળવવા ઝેરને મારવા, જીવને બચાવવા ઈંજેકશન શોધ્યું...પણ સાચું નહિ, બનાવટી. બીજી ઓરિજનલ કંપની સામે ડુપ્લીકેટ કંપની ઊભી કરી. અસલી કંપની કરતાં ભાવ ઉતરતા રાખ્યા, ઓછા રાખ્યા. એટલે એ શેઠના ઈંજેકશન ચપોચપ ઊપડવા લાગ્યા. એમાં અસલી કંપનીને ધક્કો લાગ્યો. સામાન્યતઃ લોકો માલની કિંમત જૂએ, જેટલી સસ્તી તેટલી સારી સમજી લોકો એ તરફ ખેંચાય. લોકો સામાન્ય રીતે સસ્તો માલ જોઈ ખરીદે. ગુણવત્તા તરફ સામાન્ય લોકોનો લક્ષ નથી હોતો. સર્પ-વીંછીના ઝેરને નાબૂદ કરનાર અસલી કંપની બંધ કરવી પડી. પણ સમજુ લોકોનાં આગ્રહથી કંપની સદંતર બંધ ન કરી. સમજનારા એના જ મોંઘા ઈંજેકશન ખરીદતા હતા.

શેઠ બનાવટી ઈંજેકશનની કંપનીને કારણે ખૂબ પૈસાદાર થયા. બંગલા-કાર, વૈભવ વધ્યા. પણ આ વૈભવનો પાયો કાચો હતો.

સમયાંતરે શેઠના દીકરાને સર્પે ડંખ માર્યો. પોતાના ઈંજેકશન કેવા છે એ પોતે જાણતા હતા. એ ઈંજેકશન કોઈ સર્પ ડંશના ઝેર પર કોઈ અસર કરે તેમ ન હતું.



‘‘આંખમાં ‘‘અહં’’નો મોતિયો આવ્યા પછી સત્ય ઝાંખુ દેખાય છે,



શેઠે જૂની કંપનીવાળાનો સંપર્ક કર્યો, ત્યારે સામેથી જવાબ મળ્યો, ''સર સોરી, થોડા દિવસ પહેલાં જ મારી કંપની ફડચામાં જતાં બંધ કરી દીધી છે. શેઠ માફ કરજો આપે ઈંજેક્શનની નવી કંપની ખોલી છે. આપની કંપનીની તો બોલબાલા છે. ઝેર નાબૂદી માટે આપે ઈંજેક્શન કંપની ચાલુ કરેલ છે. તો મારી પાસેથી શું કામ મંગાવો છો? તમારી કંપનીનો તો ડંકો વાગે છે. તે મારા ઈંજેક્શનની તપાસ કેમ કરો છો?''

શેઠ ઓરિજનલ કંપનીવાળા પાસે દોડીને પહોંચ્યા. શેઠે પોતાની કંપની બનાવટી છે. એનો ખુલાસો કર્યો. ''મેં આપની ઓરિજનલ કંપનીને ધક્કો લગાવ્યો છે. શેઠ માફ કરજો. ગમે તેમ કરી તમારી કંપનીનું ઈંજેક્શન મળશે તો જ મારો દીકરો બચશે. ખૂબ કરગરવા લાગ્યો, પણ ઓરિજનલ કંપનીવાળા શેઠ કહ્યું, ''હું લાચાર છું, એકેય ઈંજેક્શન બચેલું નથી.''

અનીતિ-અપ્રામાણિક્તા દ્વારા કરાતાં બિઝનેશ શરૂઆતમાં બહુ મીઠા લાગશે પણ ભાવિ અંધકારમય છે.



## અમૂલખ જિંદગી

ચાતનાનું નગર છે વ્યસનો,
ફક્ત બીમારીનું ઘર છે, વ્યસનો.
દોસ્ત, સંભાળી હલેસા મારજે,
નાવ છે જીવન, મગર છે વ્યસનો.
આ અમૂલખ જિંદગી છે આપણી
ને આ વણમાગ્યું જહર છે વ્યસનો.
દેહને 'બેરંગ' ફોલી ખાય છે,
જીવતા એ અજગર છે વ્યસનો.

સ્વ. મૂલશંકર જોશી ''બેરંગ''
''વમળ'' પૃ.ક્ર.૨૫૨



''તમે ક્યારેય જોયું કે લોકોએ બાવળના ઝાડને પથ્થર માર્યો? સાહેબ..પથ્થર તો આંબાના ઝાડને જ પડે છે, કારણ કે તે કંઈક આપે છે.''



# દૂધકા દૂધ, પાનીકા પાની

અનીતિ-અપ્રામાણિક્તાથી બિઝનેશ કરે છે; એ હોશિયાર ? કે નીતિ-પ્રામાણિક્તા સાથે જીવન જીવનારા હોશિયાર ?

મા-દીકરો હટાણું કરવા માટે એક દુકાને આવ્યા. ગામડામાંથી આવેલા. માલ દઈ માલ લેવાનું હતું. ઘરનું સાચું ઘી લાવતા કે અન્ય ખેતરોમાં-ગામડામાં બનતી વસ્તુ લાવતાં. માપ જેવું કાંઈ હતું નહીં.

એક શેઠે ગામડાની બહેનને ઘી લાવવાનું કહેલું; થોડા દિવસ પછી એ બહેન દુકાને ઘી લઈ આવ્યા. ઘીનું વજન કર્યું તો પોણો કીલો હતું, વેપારી બહેનને ધમકાવવા લાગ્યો. ત્યારે બેને કહ્યું, ''અમારા ઘેર વજનનાં કાંટા નથી. તમારી પાસેથી કિલો-કિલોનો માલ લીધેલો હોય એ વસ્તુનાં આધારે અમે અમારો ઘી તોળિયે, એમાં અમારી શું ભૂલ ?'' ત્યારે વેપારી બહેનને ધમકાવતો બંધ થયો, અને પોતે ફિક્કો પડી ગયો.

નાના માણસો ઘણીય વખત આવા ગોટાળા સામે ખાનદાનીને કારણે ચૂપ પણ રહેતા હોય ને સમજનાર સમજે જ છે કે, ''દૂધકા દૂધમેં પાનીકા પાનીમેં''

અમને એક ટ્રક ડ્રાઈવરભાઈએ વાત કરેલી કે, એમનાં ભાઈ ટ્રક ચલાવતા. રસ્તા પર પ્રવાસીઓ હાથ ઊંચા કરે, એમને લઈ લે. ભાડું લઈ લે. મૂળ માલિકને એ ભાડાની વાત ન કરે. તે એ રીતે આવતા-જતાં મુસાફરોને બેસાડે, પૈસા ભેગા કરે. એ ભેગા થયેલા પૈસા લઈ ઘરે આવે. ત્યાં મોકાણના સમાચાર મળે, કાં તો દીકરા-દીકરી બિમાર...કાં ઘરવાળી બિમાર...કાં મા-બાપ બિમાર...ભેગા થયેલા પૈસા માંદગીમાં જ વપરાઈ જતા.

એ ભાઈની વાત સાંભળી અમે ઉપરનું સૂત્ર એમને કહ્યું; ''હક્ક હોય તે ભોગવાય...નીતિનાં હોય તે કામમાં લાગે, અનીતિનું ધન તો ઉધામા મચાવે, શાંતિ કરવા ન દે.''❑



''દુનિયામેં સબસેં તેજ રફતાર દુઆઓંકી હોતી હૈ,
જો જુબાં તક પહુંચનેસેં પહલે ઈશ્વર તક પહૂંચ જાતી હૈ.''



# પ્રામાણિકતાની મિસાલ

આજે દરેક ક્ષેત્રમાં લાંચ, રુશ્વત, અનીતિ, અપ્રામાણિક્તા, ભેળ-સેળ, ખોટુ–સાચું ખૂબ વધી રહ્યું છે. જે જમાનાને અવિકિસત ગણવામાં આવે તો એ જમાનામાં શુદ્ધ વસ્તુઓ, ખાવા-પીવા, પહેરવાની, ઓઢવાની મળતી. ઔષધો-માલ વગેરે શુદ્ધ મળતા. આજે દરેક ક્ષેત્રમાં ગરબડ ચાલે છે. ચાહે મેડિકલ ક્ષેત્ર હોય, ચાહે શિક્ષણ ક્ષેત્ર હોય, ચાહે ધર્મક્ષેત્ર હોય, ચાહે સામાજિક ક્ષેત્ર હોય. ચાહે રાજકીય ક્ષેત્ર હોય દરેક ક્ષેત્રોમાં અરાજક્તા, અંધા-ધૂંધી વ્યાપી ગઈ છે. જે શિક્ષણ અને જે ધર્મ લોકોને નીતિ-પ્રામાણિક્તા-ન્યાયનાં રસ્તે ચાલવાનું શિખવાડે છે; એ ક્ષેત્રોમાં પણ સહન ન થઈ શકે એટલી હદે ખરાબીઓ વ્યાપી રહી છે.

આવા વાતાવરણમાં પણ ખારા સમુદ્રમાં મીઠી વીરડીની જેમ રોજ-બરોજ માનવીય સમાજમાં પ્રેરણાપદ ન્યાય-નીતિ-પ્રામાણિક્તા જેવા વ્યવહાર પસંગો અનુભવવા મળે છે. એ સુખદાયક છે.

એક ખેડૂત પોતાના નાનકડા ખેતરમાં કામ કરી રહ્યો હતો. એ દિવસે ખેતરને અડીને પસાર થતા રોડની બાજુમાં આવેલા કળણનાં એક ખાડામાંથી કોઈની બૂમો સંભળાઈ. ખેડૂત પોતાના ઓજાર ફેંકીને દોડ્યો, ખાડા પાસે જઈને જોયું તો એક છોકરો કમર સુધી દલદલમાં ઊતરી ગયો હતો. ચીકણા ગારામાંથી પોતાની જાતને બહાર કાઢવા મથી રહેલા એ બાળકનાં ચહેરા પર દહેશત છવાઈ ગઈ હતી. સાઈકલ લઈને ખેતરો તરફ ફરવા નીકળેલો એ છોકરો ખાડામાં પડવાને કારણે બરાબરનો હેબતાઈ ગયો હતો.

ખેડૂતે એને બહાર કાઢ્યો. પોતાના ઘરે લઈ જઈ નવડાવ્યો, ખેડૂતની પત્નીએ એના કપડાં ધોઈ આપ્યાં. કપડાં સૂકાઈ ગયા પછી એ છોકરો ખેડૂતનો આભાર માની, એનું સરનામું એક નાની ચબરખીમાં લખાવી પોતાના ઘર તરફ રવાનો થયો. આ ઘટનાના બીજા દિવસે સવારે એક મોંઘી કાર એ ખેડૂતના ખેતર પાસે આવીને ઊભી રહી એમાંથી પેલો છોકરો ઊતર્યો, અને એની પાછળ એક



''મારું તારું'' કરનારા લોકો અસ્તિત્વ હારી ગયા,
''જતું'' કરનારા લોકો જીતી ગયા.''



સદ્‌ગૃહસ્થ ઊતર્યા. બન્ને પેલા ખેડૂત પાસે ગયા. ખેડૂતે આવકાર આપી એમને બેસાડ્યા. આભારના થોડાક શબ્દો પછી એ માણસે ખેડૂતને પૈસાની થોકડી આપતા કહ્યુ; ''ભાઈ, તમે મારા દીકરાની જિંદગી બચાવી છે; એનો કંઈક અંશે બદલો વાળવાનો મારો આ પ્રયાસ છે. મહેરબાની કરીને તમે આ સ્વીકારી લો.''

પરંતુ પેલા ખેડૂતે ઘસીને ના પાડી. એણે કહ્યું; ''સાહેબ, એ પૈસા હું ન જ સ્વીકારી શકું, એ તો મારી એક માણસ તરીકેની ફરજ હતી.'' આ સંવાદ ચાલતો હતો બરાબર એ જ વખતે ખેડૂતનો દસેક વરસનો દીકરો ત્યાં આવી ગયો. નીતિમત્તામાં મૂઠ્ઠી ઊંચેરા એ ગરીબ ખેડૂતને મનોમન વંદી રહેલા પેલા સદ્‌ગૃહસ્થનું ધ્યાન એના પર પડતાં જ એમણે પૂછ્યું, ''ભાઈ, આ તારો દીકરો છે?'' ખેડૂતે કહ્યું; ''હા.''

''જો તું કોઈ પણ બદલો સ્વીકારવા તૈયાર ન હો તો મારી એક વાતનો સ્વીકાર કર, આ છોકરાને મારી સાથે બાજુના શહેરમાં મોકલ. હું એને મારા ઘરે રાખીશ. ખૂબ ભણાવીશ અને આગળ વધારીશ. બોલ, મંજૂર છે તને?'' થોડી વાર એ ખેડૂતે વિચાર કર્યો, પછી હા પાડી, ખેડૂતના દીકરાએ પેલા સદ્‌ગૃહસ્થના ઘરે રહીને ભણવાનું શરૂ કર્યું. એ ખૂબ હોશિયાર હતો, થોડા વરસો પછી એ લંડનની સેન્ટમેરી હોસ્પિટલ અને મેડિકલ સ્કૂલમાંથી બહાર પડ્યો. એ પછીનાં વરસોમાં એણે એક એવી દવાની શોધ કરી; જેણે કરોડો માણસોની જિંદગી બચાવી.

વરસો પછી પેલા સદ્‌ગૃહસ્થના દીકરાને જીવલેણ ન્યુમોનિયા થયો અને પેલા ખેડૂતના દીકરાએ શોધેલ દવાથી જ એ મોતના મોંમાંથી બચી ગયો. ખેડૂતનો એ હોશિયાર દીકરો હતો. સર એલેક્ઝાન્ડર ફલેમિંગ .અને એણે જે દવા શોધેલી, એ હતી ''પેનિસિલિન.''

એને ભણાવનાર પેલા સદ્‌ગૃહસ્થનું નામ હતું લોર્ડ રેન્ડોલ્ફ ચર્ચિલ, અને બબ્બે વખત એક જ ખેડૂતના કુટુંબના હાથે નવજીવન પામનાર અને ઈંગ્લેન્ડને બીજા વિશ્વયુદ્ધમાં ભવ્ય રીતે દોરનાર એના દીકરાનું નામ હતું. સર વિન્સ્ટન ચર્ચિલ. આ પ્રસંગ ''પ્રેમનો પગરવ'' ડો. આઈ. કે. વીજળીવાળાએ પોતાના પુસ્તકમાં આલેખ્યું છે.❑



''ઘરની બાંધણી ભવ્ય હોય પણ ઘરનાં સભ્યો લાગણીશૂન્ય હોય,
તો એ ઘરના પગથિયા ચડવાનો કોઈ અર્થ નથી.''



# પરખ

વાત છે રાહુલની, રાહુલ સ્વભાવથી ગંભીર હતો. ભણતર પૂર્ણ થતાં નોકરીની શોધમાં હતો, દિવસ-રાત જૉબની તલાશમાં અહીં-તહીં ભટકતો રહેતો. રાહુલ ઈમાનદાર હતો. જેના કારણે કામ મેળવવામાં મુશ્કેલી પડતી હતી.

દિવસો એટલા ખરાબ એના માટે આવ્યા કે એને મજૂરી કરવી પડતી. રોજી-રોટી માટે એના સિવાય કોઈ વિકલ્પ ન હતો. ભણેલો-ગણેલો તો હતો જ પણ વ્યવહારથી સાફ હતો. એની બધે ઠેકાણે એવી છાપ ઉપસી કે ભણેલો ખરો પણ વ્યવહાર બહુ સાફ છે.

એક દિવસ શેઠના ઘરે રાહુલ મજૂરી કરી રહ્યો હતો. શેઠનું ધ્યાન તેના પર જતાં ધ્યાનથી તેને જોવા લાગ્યા. શેઠને ખ્યાલ આવી ગયો કે, છોકરો ભણેલો-ગણેલો અને સમજદાર છે. પરંતુ સંજોગવશ તેને આવા કામો કરવા પડે છે. શેઠને પોતાના કામ માટે ઈમાનદાર માણસની જરૂર હતી. તેમણે રાહુલની પરીક્ષા કરવાનું વિચાર્યું.

એક દિવસે રાહુલને પોતાની પાસે બોલાવીને પચાસ હજાર રૂપિયા આપ્યા. સો-સો ની નોટો હતી. શેઠે કહ્યું, ''તું ઈમાનદાર છે, આ રૂપિયા મારા એક વ્યાપારીને પહોંચાડવા છે.'' ને રાહુલે ઈમાનદારીથી પૈસા પહોંચાડ્યા.

બીજા દિવસે ફરીને રાહુલને પૈસા આપ્યા, પણ આ વખતે ગણ્યા વગર આપ્યા. ''તું ગણી લે, અને વ્યાપારીને પહોંચતા કરજે.''

રાહુલે ઈમાનદારીથી કામ કર્યું. શેઠે પહેલેથી જ પૈસા ગણીને ગલ્લામાં રાખ્યા હતા. પણ રાહુલની ઈમાનદારીની પરીક્ષા કરવા માંગતા હતા. પછી તો રોજ શેઠ પૈસા દેવા રાહુલને મોકલવા લાગ્યા.

રાહુલની હાલત એમ તો ખરાબ હતી, ઘણી ખરાબ હતી; તે એક દિવસ તેની નિયત ડોલવા લાગી. ને તેણે સો રૂપિયા ચોરી લીધા. જેનો પત્તો શેઠને લાગી ગયો હતો. પણ શેઠે કાંઈ જ ન કહ્યું. ફરીથી રાહુલને પૈસા દેવા મોકલ્યો, શેઠે



''મદદ એ ખૂબ મોંઘી ભેટ છે,
તેથી દરેક પાસેથી તેની અપેક્ષા રાખશો નહીં,
કારણ કે ખૂબ જ ઓછા લોકોના હૃદય ''શ્રીમંત'' હોય છે.''



ચોરીની કાંઈજ વાત રાહુલને ન કરી હોવાથી રાહુલની હિંમત વધી ગઈ, ને રોજ થોડી થોડી ચોરી કરવા લાગ્યો. શેઠને મનમાં હતું કે રાહુલ સાચું કહેશે પરંતુ રાહુલ સાચું ન બોલ્યો. એક દિવસ રાહુલને કામ પરથી કાઢી મૂક્યો. હકીક્તમાં શેઠ પોતાના જીવનનો સહારો શોધી રહ્યાં હતા. તેમને કોઈ બાળક ન હતું. રાહુલને ભલો-ભોળો જાણીને તેની પરીક્ષા લેવા વિચારેલ. અગર રાહુલ સાચું બોલે તો તેને દુકાન સોંપવા તૈયાર હતા. જ્યારે રાહુલને આ વાતની જાણ થઈ ત્યારે એને ઘણું દુ:ખ લાગ્યું અને એણે સ્વીકાર્યું કે, ગમે તેવી પરિસ્થિતિ હોય પણ ઈમાનદારી છોડવી નહી. ઈમાનદારી સર્વોચ્ચ નીતિ છે. ઈમાનદારીનો સાથ ક્યારેય છોડવા જેવો નથી. ઈમાનદારી જીવનની કમાઈ છે. જે મુશ્કેલ છે. પણ ક્યારે પણ તેનો અંત ખરાબ નથી. ❑

## માધુકરી

# સ્વયં વ્યસન મુક્તિના રસ્તા

૧. વ્યસન છોડવાના કારણો–વિસ્તારો.
૨. વ્યસન છોડવાની તૈયારી કરો.
૩. વ્યસન છોડી દો.
૪. ફરીથી વ્યસન શરૂ ન થાય તેની કાળજી રાખો.

વ્યસન બંધ કરવાની ઘટના સમય માંગી લે છે.

થોડા લોકો સેકંડમાં જ વ્યસન બંધ કરી શકે છે. પણ મોટા ભાગના લોકો એમ કરી શકતા નથી. કયારેક વ્યસન ફરીથી શરૂ થાય તો પછી ફરીથી બંધ કરો. આ વખતે તમને પહેલી વખત તકલીફ પડી એટલી તકલીફ નહીં પડે. કદાચ તમને એમ લાગે કે, તમે વ્યસન છોડી શકો એમ નથી, તો પણ આ જરૂરથી વાંચો. વાંચ્યા પછી તેના પર વિચાર કરો. તમને કલ્પના પણ નહીં હોય, અને તમે એક દિવસ વ્યસન મુક્ત થઈ જશો.

અત્યાર સુધી અનેક માણસો વ્યસનમુક્ત થઈ ચૂકયા છે અને હજી પણ એ વ્યસનમુક્ત છે. આપ એમના સાથે દોસ્તી કરો.❑

''સંકલ્પ'' પૃ-.ક્ર.૨૨.



''પીરસાયેલા ભોજનમાં આપણે ખામીઓ શોધવામાં વ્યસ્ત હોઈએ ત્યારે, કેટલાક લોકો ''સૂકા રોટલા'' માટે ભગવાનનો આભાર માનતા હોય છે.''



# અખ્લાકનું મૂલ્ય

મુંબઈ સમાચાર તા.૮/૩/૨૦૧૮ના ''મુખ્બિરે ઈસ્લામ''નામની કટારના લેખક અનવર વલિયાણીએ પ્રામાણિક્તા, ઈમાનદારી માટે એક વાત લખેલ કે, પોતાના બાગના ચોકીદારને માલિકે હુકમ કરતા કહ્યું કે, ''દોડીને આપણા બગીચામાં જાવ અને એક દાડમ તોડી લાવો,પરંતુ જોજો મને ખાટા દાડમની જરૂર છે.'' ચોકીદાર તરત જ બાગમાં જઈને એક દાડમ તોડી લાવ્યો. માલિક દાડમને ચાખી જોયું તો દાડમ મિષ્ટ હતું-મીઠું હતું.

બાગના માલિકે કહ્યું; ''મેં તો તમને કહ્યું હતું કે, ખાટું દાડમ લઈ આવો, તેના બદલે આ તો મીઠું છે.''

ચોકીદારનું નામ મુબારક હતું, તેણે જવાબ આપતા કહ્યું કે, ''સાહેબ મને શી ખબર કે કયા ઝાડના ફળ ખાટાં છે અને કયાના મીઠા?''

માલિકે કહ્યું, તમો તો વરસોથી અહીં નોકરી કરો છો, વાડીની દેખરેખ સિવાય તમારું બીજું કોઈ કામ છે જ નહીં, છતાં તમે એટલુંયે નથી જાણતા કે કયા ઝાડ ઉપરથી ખાટાં અનાર ઉતરે છે, અને કયા ઝાડ પરથી મીઠાં દાડમ?''

માલિકે ગુસ્સે થઈને કહ્યું, ''જો તમને એટલું ભાન નથી તો તમે કરો છો શું?''

મુબારક નમ્રતાથી જવાબ આપતા બોલ્યો, ''સાહેબ, આપે મને બાગની હિફાજત અને ચોકીદારી કરવા માટે રાખ્યો છે, ફળોને ચાખવા અથવા ખાવાની પરવાનગી નથી આપી. એટલે હું તો તે જ કામ કરું છું જે માટે મને રખાયો છે.''

''તારીખે આમીરી'' નામના ઈતિહાસ ગ્રંથાનુસાર આ બાગનો માલિક એક તુર્કી વેપારી હતો. તે પોતાના ચોકીદારની વાત સાંભળીને ખૂબ રાજી થયો. અને વાત પણ ખરેખર ખુશ થવા જેવી જ હતી.

''જ્યારે પણ ભગવાન પાસે કંઈ માંગો તો દિમાગથી નહીં, નસીબથી માગજો, કારણ કે, મેં ''દિમાગવાળા''ને ''નસીબવાળા'' પાસે કામ કરતાં જોયા છે.''

ઈમાનદારી મુસલમાનોની વિશેષતા છે, એ જુદી વાત છે કે, હવે એ ખૂબી મૂરખાઈ ગણાવા લાગી છે. બાગનો તુર્ક માલિક જાણતો હતો કે, ઈમાનદારી, પ્રામાણિક્તા જીવનનો સૌથી મોટામાં મોટો સદ્‌ગુણ છે. તેણે કહ્યું, ''મુબારક, આજથી તમો મારા મિત્ર અને સાથીદાર છો. હવે બાગમાંનું તારું રહેઠાણ મૂકીને મારા બંગલામાં રહેવા માટે આવી જાવ.'' માલિકની આજ્ઞાનુસાર હવે મુબારક પોતાના શેઠની સાથે રહેવા લાગ્યો. રાત-દિવસનો સંગાથ હતો. માલિક મુબારકની પ્રત્યેક વસ્તુ પર ચોક્સાઈપૂર્વક નજર રાખતો હતો.

થોડાક દિવસ બાદ માલિકે તેને પોતાની નિકટ બોલાવીને કહ્યું; ''મુબારક, મને તમારી સલાહની જરૂર છે.'' મુબારકે કહ્યું, ''આકા! ફરમાવો, શી સલાહ લેવાની છે? હું મારી સમજશક્તિ મુજબ સલાહ આપવા તૈયાર છું.''

મુબારકના જવાબથી માલિકને સંતોષ થયો, તેમણે અચકાતાં અચકાતાં કહેવું શરૂ કર્યું, ''મુબારક, મારે મારી દીકરીની શાદીનો પ્રબંધ કરવાનો છે. માટે હવે તમે કહો કે, મારે કેવો યુવાન શોધવો જોઈએ?''

મુબારકે ઉત્તર આપતાં કહ્યું; ''આકા, જાતિ-જાતિ અને દેશ-વિદેશના રિવાજો જુદા છે. ઈસ્લામ પૂર્વે અજ્ઞાનતાના યુગમાં અરબો પોતાના કુટુમ્બ-કબીલાની વંશાવળી ઉપર ભાર મૂકતા હતા. યહૂદીઓ ધન-દોલત તથા માલ-મિલક્તને જ જૂએ છે. અને નીતિ-અખ્લાકને મહત્ત્વ નથી આપતાં. ખ્રિસ્તીઓ ખૂબસૂરતીનો જ ખ્યાલ કરે છે. પરંતુ ઈસ્લામમાં દીન-ઈમાન જ માતબર છે. હવે આપ આમાંથી જે ધોરણ ચાહો તે પોતાના માટે પસંદ કરી શકો છો.'' આટલુ કહીને મુબારકે ઉમેર્યું; ''હજરત ઝયનબ બિન્તે હજરા રદીઓતઆલા અન્હો ઈસ્લામના આખરી પયગંબર હઝરત મુહમ્મદ સલલાહો અલૈયહિ વ સલ્લમ ના પિતરાઈ બહેન હતા, છતાં આપે તેના નિકાહ નવમુક્ત ગુલામ હઝરત ઝૈદ બિન હારિસા રદીઓતઆલા અન્હો સાથે કરાવી દીધા હતા. વળી એક આબરૂદાર કુટુંબે પોતાની કુમારિકા માટે સગપણ સૂચવવા જ્યારે પયગંબરે ઈસ્લામ સલ. ને વિનંતી કરી ત્યારે આપે ફરમાવ્યું કે જો તમને એક જન્નતી જોઈતો હોય તો (હબસી) બિલાલને પરણાવી દો.!!



''પોતાની હસ્તી બેફિકર હોવી જોઈએ,
દુનિયાની નજર તમારા પર હોવી જોઈએ,
કામ કરો એવા જિંદગીમાં કે ભગવાન પણ કહે,
આની જગ્યા મારી બાજુમાં હોવી જોઈએ.''



મુબારકની વાતો સાંભળી તુર્ક આકાએ પોતાની પત્નીને કહ્યું, ''સાંભળ્યું? મુબારકે કેવી ઉમદા વાતો કહી!'' બીબીએ પૂછતાં શોહરે તમામ વિગત કહી સંભળાવી. પત્નીના દિલે પણ સાક્ષી આપી કે સલાહ તદ્દન સાચી છે.

પતિએ કહ્યું, ''જ્યારે તમારે આમ જ કરવું છે, તો પછી આપણી દીકરી માટે મુબારકથી વધુ સારો વર ક્યાં મળશે?'' બીબીએ કહ્યું, ''બિસ્મિલ્લાહ (હા) મને પણ એ વાત દિલપૂર્વક પસંદ છે.'' અને એક દિવસ તુર્ક આકાની પુત્રી જોડે મુબારકના નિકાહ પઢાઈ ગયા.

બુસ્તાનુલ મુહાદિસીન''માં વર્ણવ્યા મુજબ મશહૂર મુહાદિસ ફકીહ હઝરત અબ્દુલ્લાહ આ જ ઈમાનદાર બાપના બેટા હતા. ?

(કબીર સી. લાલાણી)

## માધુકરી

### વ્યસન બંધ કરવાના ફાયદા

શક્ય છે કે, તમારામાં વ્યસન બંધ કરવાની તાકાત નથી એવું તમે માનતા હો પણ સૌથી મોટો પ્રશ્ન એ છે કે, વ્યસન છૂટી જાય એવું તમને ગમે છે? ખરેખર તમે વ્યસન છોડવા માગો છો? કેમ કે તમારા હૃદયમાં વ્યસન છોડવાની થોડી પણ ઈચ્છા હશે તો આ કામ ખૂબ જ સરળ થઈ જશે.

- શરીરને થતું નુકસાન અટકી જશે.
- શરીરને થતા નુકસાનના કારણે ખર્ચ ઓછો થશે.
- ઘડપણ ઓછું દુ:ખદાયક બનશે.
- આર્થિક બચત થશે.
- તમારા મોંમાંથી દુર્ગંધ નહીં આવે.
- આંગળાં અને દાંત ઉપર ડાઘ નહીં પડે.
- કામ કરતા થાકી નહીં જાવ. ?

'સંકલ્પ' પૃ.ક્ર. ૨૨



''પોતાને પ્રાપ્ત થયેલા રોટલામાંથી,
માણસ જ્યારે અજાણ્યા માણસને
આપવા માટે પોતાનો રોટલો ભાંગે છે,
ત્યારે સમગ્ર માનવતા સુગંધમય લાગે છે.''



# વસિયતનામું

ગુજરાત સમાચારમાં ''ઝાકળઝંઝા'' પરાજિત પટેલની કટારમાં ઈમાનદારી પર સરસ પ્રસંગ વાંચવા મળ્યો. એમના શબ્દોમાં અક્ષરશઃ એ પ્રસંગ અહીં આલેખું છું.

નાનું ગામ. ખેડૂતોના ઘર. સૌનાં આંગણામાં ગાયો-ભેંસો, બળદો-વાછરડાના દશ્યો. કાચા–પતરા, પાકા મકાનો, ગામના નાક જેવી હવેલી વટ પાડતી. આ હવેલીનાં માલિક હતા છન્ના શેઠ. પુરું એમનું નામ હતું છનાલાલ ચંદુલાલ શાહ.

આજે શેઠની હવેલીમાં ચહલ પહલ હતી. કારણ એમના ધર્મપત્ની શેઠાણી આ ફાની દુનિયા છોડીને પહેલા જ વિદાય લીધેલ. અને શેઠે પણ રજા લઈ લીધી.

અમેરિકાથી બે દીકરા, વહુઓ, પૌત્રો આવી ગયા હતા. ઘરમાં દોડા-દોડી દીકરા કરતાં. શેઠ-શેઠાણીની છબી ભીંત પર હાર સાથે ટીંગાડી હતી. ઉત્તરક્રિયા ભલી ભાતે થઈ ગઈ હતી. પાંજરાપોળમાં સ્થાનિકે શેઠના નામે ૧ લાખ રૂપિયા દાનમાં દીધા, અન્ય સંસ્થાઓમાં પણ દાન દીધું. ''હવે... ?'' મોટા દીકરાએ મોટામાં મોટા માત્ર બે જ અક્ષરનો વજનદાર સવાલ કરેલ ''હવે ?'' સૌની નજર સામે ઉદાસ બેઠેલા પાંસઠ વરસનાં લાલજીને સાઈઠ વરસના રૂપા પર નજર ચોંટી, છોકરાઓએ શેઠ-શેઠાણી પાછળ સારું કારજ કર્યું હતું, તેનો બન્નેના મોઢા પર સંતોષ વરતાતો હતો.

બાનાં અવસાન વખતે બન્ને દીકરા અમેરિકાથી આવેલા ત્યારે ધીરજ અને નીરજ ને પિતાજીએ કહેલું, ''બેટા ! બા તો ગયા, હું પણ અમર પટ્ટો લખાવી નથી આવ્યો. બે-ત્રણ વર્ષ હું હવે માંડ કાઢીશ. મારા અવસાન પછી કારજ પતે એટલે તમો ચાંદીની પેટી તિજોરીમાં મૂકી છે, એમાં પત્ર હશે, પત્રમાં લખેલી સૂચના પમાણે વર્તજો''

છોકરાઓએ કહ્યું, ''ભલે બાપુજી'', લાલજી અને રૂપાએ સગા દીકરાથી સવાઈ સેવા કરી હતી. લાલજી બાવીસ વરસનો હતો. ત્યારથી સેવામાં લાગેલ ને બીમારી વખતે બંને ખડે પગે રહેતા, રૂપા શેઠાણીનું માથું દબાવે. સમય સમય



'' વૃદ્ધાશ્રમમેં માઁ–બાપ કો છોડકર વો પલટા હી થા કી,
બાપને અવાજ દેકર બતાયા, ''બેટા! અપને મનમેં કિસી પ્રકારકા
બોજ મત રખના, તુજે પાને કે લીયે દો બેટિયાઁ કી હત્યા કી થી,
સજા તો મિલની હી થી.''



પર દવા આપે. નવડાવે, માથું ઓળે, તેલ નાખે ને લાલજી માટે શેઠ ભગવાન બરાબર.

એકવાર શેઠ પડી ગયા. લાલજીએ બૂમાબૂમ કરી, ડોલર અને નોટો છાપતાં દીકરાઓને બા-બાપુજીની ચિંતા થતી, ને બન્નેની ઉંમર પણ સીતેર વટાવી ચૂકી હતી. શરીર સાજું-માંદુ રહે. ચિંતા તો દીકરાઓને થતી, પણ લાલજી-રૂપાનો પૂરો ભરોસો. બન્ને જણ પરાયા મટી ઘરના બની ગયેલા, દીકરાઓ વિચારતાં, એ છે એટલે બા-બાપુજીની ચિંતા નથી. ને પાછા બેય વિશ્વાસુ... વિશ્વાસુ... એટલે જબરદસ્ત...

આજે નોકરોનો ભરોસો ન રહ્યો, ઈમાનનાં ચીંથરા ફાટવા લાગ્યા છે. જમાનો બદલાયો. ખૂબ ખરાબ કાળજે કળજુગ બેઠું. ભરોસો ભંગારના ભાવે વેંચાય છે. પણ લાલજી-રૂપા જુદી માટીના પૂરા ઈમાનદાર...હાથના ચોખ્ખા.

તે દિવસે બેય દીકરા પરિવાર સાથે બા–બાપુજીને મળવા આવેલા. સૌ બેઠા ત્યારે લાલજી લાલ રંગની કોથળી લાવ્યો, ને કોથળી આપતાં શેઠને કહ્યું,

''શેઠ  કચરો ઘરમાં વાળતાં કોથળી જડી...''

''લાવો, આ શાની કોથળી ?''

ખોલી તો આભા... એમાં લગભગ પચ્ચીસ તોલા સોનાના દાગીના હતા. જોતાં સૌની આંખો પહોળી થઈ ગઈ. શેઠે લાલજીને પૂછ્યું, ''કોથળીમાં શું છે તે જાણે છે ?''

''શેઠ, મારે જાણવાની શી જરૂર ! કોથળી તમારી, માલિક તમે. મારે જોવાનો અધિકાર શું ?''

''વાહ ! ઈમાનદારી આનું નામ..'' કોથળી બંધ કરી શેઠે લાલજી તરફ ફેંકી, ''લે રાખ... ''

''શેઠ તિજોરીમાં મૂકું.''

''ના''

તો ?

''તારી પાસે રાખ. આજથી તારી ! ખુશ થઈને  આપું છું...''

''ના, માલિક  મારાથી ન લેવાય. હરામની રકમ-વસ્તુ ગાયની માટી



''મુશ્કેલીઓ રૂ થી ભરેલા કોથળા જેવી હોય છે,
જો જોયા જ કરોતો બહુ ભાર દેખાશે,
પણ જો ઉપાડી લેશો તો હળવી ફૂલ જ હોય છે.''



બરાબર. માલિક! ''કોથળી લઉં તો મને હરામના ધનનો ચસકો લાગે...''

''પણ આ તો ખુશીથી....'' શેઠે કહ્યું.

''પણ !કોથળી તો મારી નથી જ...''ન લીધી તે ન જ લીધી...

બન્ને દીકરા જાણે છે, લાલજી-રૂપા ભોળા દિલનાં ઈમાનદાર માણસો... ધાર્યું હોત તો ઘણું ભેગું કર્યું હોત, ઘણું પડાવી શક્ત. બાપુજીએ કહેલ, ''લાલજી ગામમાં મારું બીજું મકાન છે હું તને લખી આપું.''

''ના...માલિક...''

''કેમ ?''

''આ અવળચંડા મનને હરામનું ઓળવી લેવાની ટેવ પડી જાય...! ના હો, તમારું એ તમારું, મારે તો છે ને ગામમાં માટીનું ખોરડું...''

ઈમાનદાર આવા બે... બે જણે બા-બાપુજીની ખૂબ સેવા કરીને હવે વૃદ્ધ થયા.

''હવે ?'' એવા નીરજનાં સવાલના જવાબમાં ધીરજ ઊભો થઈ અંદરખંડમાં તિજોરીમાંથી ચાંદીની પેટી લઈ બધા બેઠા હતા, દીકરા-સંતાનો, પત્નીઓ બેઠા હતા અને લાલજી-રૂપા લાકડાની પાટ પર બેઠા.

''બોલો દીકરા'', ''આ પેટી તમારા હાથે જ ખોલો...''

ખોલી સૌએ જોયું,વિસ્મય! સોનાની લગડીઓથી ઠસોઠસ. તેના પરનો પત્ર ધીરજે નીરજનાં હાથમાં આપ્યો...

નીરજ પત્ર વાંચવા માંડયો, ''દીકરાઓ, હવે આ દુનિયામાં હું નથી...આજ્ઞા પ્રમાણે વર્તજો...પેટીમાં સોનાની લગડીઓ મારી સેવા-ચાકરી કરનાર લાલજી-રૂપાને આપજો.ને હવેલી પણ એમના નામે કરી દેવાની, વળી, મારા ખાતામાં પચાસ લાખ રૂપિયા છે તે એમના નામે ટ્રાન્સફર કરી દેવા... તમારી પાસે લખલૂટ રૂપિયા છે ને કમાઈ રહ્યાં છો. પણ! પાછલી જિંદગીમાં અમારી પડખે રહેનાર લાલજી-રૂપાનું ૠણ અદા કરવું...આટલી આજ્ઞા કરું છું.''

લી. છન્નાલાલ...

કાગળ વાંચી ધીરજે કહ્યું, ''લાલજી બાપુ , મારા પિતાજીની આજ્ઞા છે. પેટી સ્વીકારો અને હવેલી સ્વીકારો.''



''દુ:ખી કુટુંબમાં બધાના દુ:ખ એકસરખાં હોય છે,
પણ સુખી પરિવારમાં દરેકને પોતાનું આગવું દુ:ખ હોય છે.''



''ના બેટા, મારું નથી, શેઠનું છે...મારાથી ન લેવાય. હવેલી પણ ન લેવાય...!! અમે નિસ્વાર્થ ભાવે સેવા કરી એના બદલામાં આટલો લાભ ન લેવાય... લઉં તો સેવા લજવાય...ના, હો બેટા! આવા દિવસો ઉપરવાળો કદી ન દે...''

''મનને મેલુ કરું, અને પરાયાધન પર હાથ મૂકું.''

બાપુજીની આજ્ઞા છે મા''

''પણ! મારા આત્મારામની આજ્ઞા નથી. માંહ્યલો કહે છે, ''લાલજી, કસોટીની ઘડી છે, મન ન બગાડતો. ના દીકરા ના...મને લાલચના ગંદા ખાબોચિયામાં ન નાંખતાં, નહીંતર મારું ઊજળું જીવતર મેલું મસોતું બની જશે. મારી ગંગાજળ જેવી જિંદગી ગંધાતી ગટર બની જશે.'' લાલજી-રૂપાની ચોખ્ખી ના ને ધીરજ-નીરજનો આગ્રહ એક જ વાત લાલજી-રૂપાની ''ના...કદી નહિં....''

ને એ જ સમયે ગામનાં સરપંચ, બે-ત્રણ આગેવાનો હવેલીમાં પ્રવેશ્યા...અને કહ્યું, ''નાના શેઠ, ગામમાં સ્કૂલનું જૂનું મકાન પાડી નવું બનાવવું છે...રકમ મોટી જોઈએ...ગામનું ગજું નથી. મોટી આશાએ આવ્યા છીએ...''

''કેટલી જરૂર છે?'',

''પચાસ લાખ...''

શેઠના દીકરાઓએ કહ્યું, ''પચાસમાં જોઈએ એવું ન બને, અમારા તરફથી એક કરોડ...''

''હેં ?''

હા, પૂરા એક કરોડ ને પછી વરસમાં સ્કૂલ અદ્યતન લાયબ્રેરી ખંડ, લેબોરેટરી જેવા ખંડો અને વિશાળ સંકુલ પર નામ ખૂબ મોટા અક્ષરે દાતાઓનાં નામમાં ''વૈકુંઠવાસી શેઠશ્રી છનાલાલ ચંદુલાલ શાહ. ધનવંતકુમાર છનાલાલ શેઠ, શ્રી લાલજીભાઈ નાથાલાલ પ્રજાપતિ, શ્રીમતિ રૂપાબહેન પ્રજાપતિ.''

(આ ઘટના સાબરકાંઠાના નાના ગામની સત્યઘટના છે. ફક્ત નામો બદલાવ્યા છે.)

કથાબીજ : કવિ નીરજ ગાંધીનગર.





''આત્મવિશ્વાસ એ નાનકડી હાથબત્તી છે,
જે અંધકારમાં તમને બધુંજ નહીં બતાવી શકે,
પણ તમને આગલું કદમ મૂકવાની જગ્યા જરૂર બતાવશે.''



# નેકી કા લિબાસ

ચિંતકે સાચે જ કહ્યું છે કે, ''તેરી નેકી કા લિબાસ હી તેરા બદન ઢકેગા...એ બંદે, સુના હૈ ઉપર વાલે કે ઘર કપડોંકી દુકાન નહીં હોતી...''

તા. ૧૩/૦૩/૨૦૧૮ મંગળવારનાં મુંબઈ સમાચારની પૂર્તિમાં ફ્રન્ટ પેજ પર કવર સ્ટોરી અનંત મામતોરાની કટારમાં પ્રામાણિક્તાનો લેખ વાંચ્યો, જે એમના શબ્દોમાં જ અહીં લખું છું. લેખનું શીર્ષક હતું ''પ્રામાણિક્તાનું સરનામું, જિંદગીનું નજરાણું.''

તાજેતરમાં જ એક ગરીબ રીક્ષાવાળાની પ્રામાણિક્તાનો કિસ્સો પ્રકાશમાં આવ્યો છે, જે ખરેખર દરેક લોકોમાટે પ્રેરણાદાયી છે.

૨૧ મી ડીસેમ્બર ૨૦૧૭ની આ વાત. ચેમ્બુરની એક પ્રાથમિક અને નર્સરી શાળા ચલાવતા એક ૬૮ વર્ષીય મહિલા સરલા નામ્બુદીરી બપોરે ત્રણ વાગે શાળામાંથી પાછા ફરી રહ્યાં હતાં. સવારે શાળામાં આવતી વખતે તેમણે તેમની કાર સ્કૂલેથી થોડે દૂર પાર્ક કરી હતી, બપોરનાં તડકામાં વજનદાર બેગ સાથે ચાલતાં સરલાબેનને પાર્કિંગ સ્થળ સુધી પહોંચવા રિક્ષા કરી લેવાનું સૂઝ્યું, અને બધી જ મોકાણની શરૂઆત ત્યાંથી થઈ. તેઓ ઉતરતી વખતે ઉતાવળમાં પેલી બેગ લેવાનું જ ભૂલી ગયા. આ બેગમાં રોકડા ૮૦,૦૦૦ જે તેમના વિદ્યાર્થીઓની ફી ના રૂપમાં જમા થયા હતા. એ ઉપરાંત ક્રેડિટ અને ડેબિટ કાર્ડસ, આધાર કાર્ડ, પેન કાર્ડ, ડ્રાઈવીંગ લાઈસન્સ, કારના દસ્તાવેજ બે સેલફોન તેમજ ઘરની અને લોકરની ચાવીઓ પણ હતી. ઘડીભર તો તેઓ દિગ્મૂઢ બની ગયા, શું કરવું તે સમજ જ ન પડી.

બીજે દિવસે સ્કૂલ બંધ હતી, એટલો હાંફળા ફાંફળા પાછા સ્કૂલ પર ગયા, પ્યુનને પેલી રિક્ષાવાળાની તપાસ કરવા મોકલ્યો, મેઈન રોડ પર આવેલા પાનવાળાએ કહ્યું કે, તે મારી દુકાન આગળ આવેલો. અને તેનું નામ અમિત



''માણસ જ્યારે બીજા સાથે સંબંધ બાંધે છે ત્યારે તેને સામેની વ્યક્તિનાં સદ્‌ગુણો જ દેખાય છે,
અને સંબંધ બગડ્યા પછી માત્ર ખામીઓ જ...''



ગુપ્તા છે. જો કે આથી વિશેષ માહિતી તેની પાસે પણ ન હતી, ન હતા ફોન નંબર, ન હતું ઘરનું સરનામું, ન રિક્ષાનો નંબર, ડ્રાઈવરને શોધવો તો કેવી રીતે શોધવો ?

આખરે હારી થાકીને પોલીસ ફરિયાદ કરી. એમાં સહેજે અડધો કલાક વીત્યો. પછી જ્યારે એ શાળામાં પાછા ફર્યા ત્યારે તેમના આનંદાશ્ચર્ય વચ્ચે પેલો રિક્ષાવાળો બેગ પાછી આપવા આવ્યો. અને મોં પર અનેરી રાહતના ભાવ સાથે સરલાજીએ તેનો આભાર માન્યો.

રિક્ષાવાળો પોતાનું કામ કરીને જતો રહ્યો, પણ બહેન એનો ફોન નંબર લેવાનું જ ભૂલી ગયા. તેઓ કહે છે કે, તેને માટે મારે કાંઈક કરવું હતું પણ સંપર્ક થઈ શક્તો ન હતો, એક પાનવાળા પાસેથી ફોન નંબર મળ્યો પણ એ તો રોંગ નંબર નીકળ્યો.

સરલાજીની તબિયત સારી ન હતી, છતાંય તેમણે અમિતની શોધ ચાલુ રાખી. આખરે બે મહિનાની જહેમત બાદ તેની ભાળ મળી ખરી, તેને શાળામાં આવવાનું આમંત્રણ આપ્યું. બહેનની જાણમાં આવ્યું કે, તેની આર્થિક હાલત બહુ સારી નથી. પૈસાના અભાવમાં તે તેના બે બાળકોને સ્કૂલમાં ભણાવવા પણ મોકલી શકતો નથી. સરલાબહેને એવી મદદ કરી કે પેલા રિક્ષાવાળા અમિત માટે તો જિંદગીનું નજરાણું બની ગયું, તેને રૂપિયા ૧૦,૦૦૦ નું રોકડ ઈનામ તો આપવામાં આવ્યું, પણ એનાથીયે સારું કામ એ થયું કે, બેઉ છોકરાઓને વિનામૂલ્યે ભણાવવાનો પ્રબંધ પણ સરલાબહેને કરી આપ્યો, આનાથી વળી મોટી બક્ષિસ બીજી શું હોઈ શકે ?

ખરેખર સલામ છે, ''એકને પ્રામાણિક્તા માટે તો અન્યને કોઈ ગરીબની જિંદગીમાં સકારાત્મક પરિવર્તન લાવવા માટે.''

રિક્ષાવાળાઓ પાસે અનેક પ્રલોભનો હોવા છતાં તેઓ પ્રામાણિક્તાને વધુ પ્રાધાન્ય આપતા હોય તેવા અનેક કિસ્સાઓ છે. એમાંથી થોડાક કિસ્સાઓ તો ખરેખર જાણવા જેવા છે.

ત્રણેક વર્ષ પહેલા આવો જ એક કિસ્સો અંધેરી નજીક બન્યો હતો. શિવદાસ ગુપ્તા નામના ઓટો ડ્રાઈવરની રિક્ષામાં અમિત સુરિ નામનો એક શખ્સ પ્રવાસ



''હસ્તમેળાપ કરવામાં કદાચ અડધો કલાક વધી પડશે,
પણ મન-મેળાપ કરવા માટે આખી જિંદગીનો સમય ઓછો પડશે.''



કરી રહ્યો હતો. રિક્ષામાંથી ઊતરતી વખતે તે પોતાની લેપટોપવાળી બેગ જે પાછળ રાખી હતી, તે લેવાનું ભૂલી ગયો. હવે આ બેગમાં બે મોબાઈલ પણ હતા. બધુ મળીને બે લાખની કિંમતનો સામાન તેમાં હતો. રાત્રે જ્યારે શિવદાસ પોતાનાં ઘરે પહોંચ્યો ત્યારે તેની નજર આ બેગ પર પડી.

અમિત સૂરીનું નસીબ છે. બીજા કોઈ મુસાફરોએ આ બેગને હાથ પણ લગાવ્યો ન હતો. તેણે તરત જ બેગ ખોલીને જોયું કે તેમાંથી કોઈના કોન્ટેકટ મળી જાય, તેણે શોધવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ, અંતે એક મોબાઈલમાંથી તેણે કરેલા છેલ્લા ફોનને આધારે અમિતનો સંપર્ક થઈ શક્યો.

બીજે દિવસે અમિત તેના ઘેર પહોચ્યો, ત્યારે તેની બેગ હેમખેમ પાછી મળી. આભારવશ થઈને અમિતે શિવદાસને રૂપિયા ૨૦૦૦ બક્ષિસ તરીકે આપવા માંડ્યા, પણ ! અમિતે નમ્રતાપૂર્વક તેનો ઈન્કાર કર્યો, કેટલાય આગ્રહ પછી પણ તે ટસનો મસ ન થયો. ઉલટાનું કહેવા લાગ્યો કે, આ તો દરેક રિક્ષાવાળાની ફરજ છે. તેણે અમિતને કહ્યું કે, ભૂતકાળમાં તેણે ઘણા મુસાફરોને તેમની ભૂલાઈ ગયેલી ચીજવસ્તુઓ પાછી આપી છે. પોતાની ચીજ પાછી મળતાં આ લોકોના મોં પર જે સ્મિત જોવા મળે છે. તેનાથી જ મને પૂરો સંતોષ મળે છે.

બે વર્ષ પહેલા મુંબઈના બોરીવલી સ્ટેશન પૂર્વ ખાતે સંજના ગુપ્તા નામની મહિલા ઊતરી ત્યારે પોતાની બેગ લેવાનું ભૂલી ગઈ. જેમાં રોકડ નાણા, બે તોલાનું મંગળસૂત્ર, સોનાનો દોરો, બે વીંટી જેવા દાગીના હતા. કાલાચૌકીથી દહીંસર પોતાના સગાને ત્યાં લગ્નમાં હાજરી આપીને તે પાછી ફરી રહી હતી, ત્યારે તેનો ભાઈ પણ દહીંસર પૂર્વેથી બોરીવલી સ્ટેશન સુધી તેને મૂક્વા આવ્યો હતો. બેઉ જણાં ભાડું આપવાની જીદ કરતા હતાં. તેમા મહત્ત્વનો મુદ્દો જ ભૂલાઈ ગયો. સંજનાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે સ્ટેશન આગળ જ રોવા લાગી. ત્યાંથી પસાર થતાં રાહદારીઓએ તેને નજીક આવેલા કસ્તુરબા પોલીસ સ્ટેશનમાં ફરિયાદ કરવાનું સૂચન કર્યું. તે પોલીસ સ્ટેશન પહોંચી કે થોડીવારમાં એક ૫૫ વર્ષીય રિક્ષા ડ્રાઈવર કૈલાશ યાદવ પેલી ઝવેરાતવાળી બેગ સાથે દાખલ થયો. આ રિક્ષા ચાલકને પછી પોલીસ સ્ટેશનમાં જ સન્માનિત કરાયો હતો. જેથી અન્ય રિક્ષા ચાલકોને પણ પ્રેરણા મળે.



''જે માણસ સાચો હોય છે તે લોકોના હૃદયમાં રહે છે,
પણ જે માણસ દયાળુ હોય છે તે ઈશ્વરના હૃદયમાં રહે છે.''



જો કે અઢી વર્ષ પહેલાં હૈદ્રાબાદમાં એક ઘટના બની, તે તો જરાક હટકે છે. અત્યારસુધી રિક્ષાવાળાઓને તમે મુસાફરની ચીજો પાછી વાળતાં જોયા પણ એક રિક્ષાવાળાએ તો વારિજે શ્રી વેણુગોપાલ નામની એક મહિલાને વગર ઓળખાણે રૂપિયા ત્રણ હજારની મદદ કરીને નવો ચીલો ચીતર્યો હતો.

વાત એમ હતી કે, આ મહિલાને હૈદ્રાબાદની એક વિઝા ઑફિસમાં ઈન્ટરવ્યુ માટે જવાનું હતું, અને સાથે રૂપિયા પાંચ હજાર વિઝાની ફી પેટે ભરવાના હતા, તેની પાસે બે હજાર હતા. એટલે રસ્તામાં એક એટીએમ મશીન આગળ રિક્ષા થોભાવી પૈસા કાઢવા ગઈ, પણ એટીએમ ખરાબ હતું. પછી તો તે ૧૦ થી ૧૫ એટીએમ સેન્ટર ફરી વળી, પણ કોણ જાણે કેમ હૈદ્રાબાદની સિસ્ટમમાં જ કંઈક ગરબડ હશે કે કેમ, તેને પૈસા કાઢવા મળ્યા જ નહીં. અમુક દુકાનદારો ને પણ કાર્ડ સ્વાઈપ કરીને રોકડા કરી આપવા વિનંતી કરી પણ બધુ વ્યર્થ સાબિત થયું.

ઈન્ટરવ્યુનો સમય વીતતો જતો હતો, અને એ ખૂબ ટેન્શનમાં આવી ગઈ હતી. આખરે પેલા રિક્ષાવાળાએ પોતાની પાસે જે બચત થઈ હતી તેમાંથી ત્રણ હજારની મદદ કરી અને કહ્યું કે, જ્યારે પણ સગવડ થાય ત્યારે અમુક ઠેકાણે આપી દેજો. વગર ઓળખાણે આવું જોખમ લેનાર આ રિક્ષાચાલકની આખી સ્ટોરી પછી પેલી મહિલાએ ફેસબુક પર મૂકીને તેને બિરદાવ્યો. ''કોણ સેલિબ્રીટી તરીકે સ્થાન પામે ?'' કશાય બદલાની અપેક્ષા વિના પોતાની રિક્ષામાં ચીજવસ્તુઓ ભૂલી ગયેલા મુસાફરો માટે દોડાદોડ કરી મૂક્તા આ રિક્ષાવાળાને કે પછી જનતાના પૈસા ચાંઉં કરીને વિદેશ ઊડી જતાં પેલા શાહુકારો, આલિયા-માલિયા જેવા અમીરો જનતાના કરોડો રૂપિયા લૂંટીને વિદેશ ભાગી જાય છે.

જ્યારે સામાન્ય જીવન જીવનારા, મહેનત સિવાયના અણહક્કનો એક પણ પૈસો પોતાની પાસે રાખવા તૈયાર નથી! કેવી આશ્ચર્યજનક બાબત વાત છે!





''જીવનમાં બીજા કરતાં મોડી સફળતા મળે તો નિરાશ ન થતા,
કેમકે મકાન કરતા મહેલ ચણાવામાં વાર લાગે છે.''



# બેઇમાનીના રંગ

આદમી પૈસા ખાતર ઈમાનદારી ધક્કે ચડાવી દે છે. પ્રામાણિક્તાને પૈસા ખાતર છૂટાછેડા આપી દે છે.

હરેક ચીજ-વસ્તુને પૈસા મેળવવાની લાયમાં બીજાની જિંદગી બગાડી રહ્યો છે. તરબૂચમાં લાલ કલરના સેકરીનના ઈન્જેકશન લગાવે, શાકભાજીના રંગ ચકચકિત કરવા કલર લગાવે. અનારને લાલ કરવા જ્યુસ બનાવતાં ગ્રાહકની નજર ચૂક્વી લાલરંગ ભેળવે. મોસંબીને ઉપસેલી રાખવા અને મીઠી કરવા સેકરીનના ઈન્જેકશન મારે. જયુસ સેન્ટરોમાં કેવી કેવી ભેળસેળ કરી પૈસા ખાતર તંદુરસ્તી સાથે ચેડા કરે છે. ભેળસેળનું લીસ્ટ બહુ મોટું છે. કુદરત શુદ્ધ વસ્તુ આપે છે. માણસ પૈસાની લાયમાં અશુદ્ધ કરી લોકોને છેતરે છે. ઝેરમાં પણ માણસે ભેળસેળ કરી નાખી. અરે પાણીમાં પણ ભેળસેળ! માણસે કોઈ શુદ્ધ વસ્તુ રાખવા દીધી નથી તે છતાં માણસ પોતાની બનાવેલી દરેક વસ્તુ પર લખી રહ્યો છે ''શુદ્ધ તેલ, શુદ્ધ ઘી.''

ગાયનું પ્યોર દૂધ. ફલાણા દેશની ફલાણી વસ્તુ પ્યોર, વસ્તુ બનાવનારને ખરેખર પ્યોર જોઈશે તો ક્યાંથી મળશે? ખુદને ભેળભગત કરી બધું અશુદ્ધ માર્કેટમાં મૂકી દીધું છે.

---

**માધુકરી**

## વ્યસન બંધ કરવાના ફાયદા

- ખોરાક અને પીણાં વધુ સ્વાદિષ્ટ લાગે.
- ત્વચાનો રંગ તંદુરસ્ત રહે.
- હૃદય અને ફેફસાં વધુ અસરકારક રીતે કામ કરી શકે, જેથી શારીરિક સ્થિતિ સુધરે.
- માથાનો દુ:ખાવો ઓછો થાય.
- રાત્રે નિદ્રા પણ સારી આવે.
- બધા કરતાં તો નાણાંનો વિચાર કરો જે તમે બીજા હેતુઓ માટે વાપરી શકો.
- પત્ની, બાળકો અને કુટુંબીજનોને ચોખ્ખી હવા મળશે.

'સંકલ્પ' પૃ.ક્ર. ૨૬



''ધનવાનના ઘેર બેઠેલો કાગડો પણ બધાને મોર લાગે છે,
અને ગરીબનો છોકરો ભૂખ્યો હોય તો બધાને ચોર લાગે છે.''



# પપ્પાની આબરૂ

વાંચો, અનુરાધા રોયની અંગ્રેજી વાર્તાના આધારે ભૂમિપુત્રમાં પગટ થયેલી અને શ્રીયુત સૌરભમાં પુન:પ્રગટ થયેલી આશા વીરેન્દ્રે લખેલી ''ઈમાનદારીની કિંમત.''

રતનપુર ગામમાં આવેલી કલ્યાણસિંગની દુકાન ભલે સાવ નાનકડી હતી પણ એની શાખ બહુ મોટી હતી. ધીર-ધારનો ધંધો કલ્યાણસિંગ એટલી પ્રામાણિક્તાથી કરતા કે ફક્ત રતનપુરના જ નહીં પણ આસપાસના ગામના લોકો સંકટ સમયે એમને જ યાદ કરતા. દીકરા-દીકરીના લગ્ન લેવા હોય, ઘરમાં મોટી માંદગી આવી હોય કે પછી છોકરાઓનાં ભણતરનો ખર્ચ કાઢવો હોય. ત્યારે લોકો પોતાની કીંમતી જણસ કે જમીન પૂરા વિશ્વાસપૂર્વક એમની પાસે ગિરવે મૂક્તા અને સગવડ થયે છોડાવી લેતા. પારકી મૂડી કે દાગીનાને કલ્યાણસિંગ જીવની જેમ સાચવતા. નીતિ જ એમનું સાચું ધન હતી એમ કહીએ તો એમાં કશું ખોટું નહોતું. ભલે, તેઓ બહુ ભણ્યા નહોતા. પણ એમનાં જીવન મૂલ્યોએ એમને લોકનજરમાં ઊંચું સ્થાન અપાવ્યું હતું. કદાચ એટલે જ એમણે પોતાની વ્હાલસોયી દીકરીનું નામ ''નીતિ'' રાખ્યું હતું. નાની હતી ત્યારથી એ પપ્પાની બહુ વ્હાલી હતી. એમને દુકાને જતાં જૂએ એટલે નીતિ પણ સાથે જવા જીદ કરતી. ''પપ્પા મારે તમારી સાથે દુકાને આવવું છે.''

''તું ત્યાં આવીને શું કરીશ?''

''રમ્યા કરીશ, તમને હેરાન નહીં કરું બસ..!

ખરેખર જ દુકાનમાં પડેલા કાગળ પેન લઈને ચિતરડા-ભમરડા કર્યા કરતી, અથવા આવતા જતા ઘરાકો સાથે રમતી રહેતી. એ એટલી મીઠડી હતી કે, સૌ કોઈને વહાલી લાગતી. થોડી મોટી થઈ ત્યારથી નીતિને સોનાની બુટ્ટી પહેરવાનું બહુ મન થતું. એક્વાર કોઈ દુકાને બુટ્ટી ગિરવે મૂકી ગયું. એ જોઈને એ કહેવા લાગી, ''પપ્પા મને પણ આવા એરિંગ જોઈએ.''

કલ્યાણસિંહ હસવા લાગ્યો..બેટા, એ એરીંગ્સ આપણા નથી. માએ આ



''સફળ વ્યક્તિના હોઠ પર બે ચીજ હમેશા રહેતી હોય છે,
''મૌન અને સ્મિત'', ''મૌન'' સમસ્યાઓ ટાળવા માટે
અને ''સ્મિત'' સમસ્યાઓ ઉકેલવા માટે.''



વાત સાંભળી ત્યારે એણે એક ખોટી બુટ્ટીની જોડ આપી કહ્યું, ''લે, આ પહેર''

''ના, આ નહીં, મને તો ચમકે એવી સોનાની બુટ્ટી જોઈએ.''

''સોનાની બુટ્ટી માટે તો ઘણા પૈસા જોઈએ. એમ કર આજથી જ પૈસા ભેગા કરવા માંડ.''

નીતિના મનમાં માની વાત ઠસી ગઈ. એણે પૈસા ભેગા કરવાનું નક્કી કર્યું. દિવાળી, રક્ષાબંધન જેવા તહેવાર નિમિતે એને જે કાંઈ રકમ મળે એ બધી એક ડબ્બામાં જમા કરવા લાગી. એણે તો મામા-માસી કે કાકી, ફોઈ સૌ વડીલોને પણ કહી દીધું. ''મારે માટે કપડાં, પર્સ, પીન કે બક્કલ એવી કોઈ પણ વસ્તુ ન લાવવી. તમારે મને જે કંઈ આપવું હોય એના પૈસા જ આપવા.''

સ્કૂલમાં બહેનપણીઓને જ્યારે ખબર પડી ત્યારે બધી હસવા લાગી. ''ગાંડી રે ગાંડી, તારા પપ્પા પાસે કેટલીય જોડી સોનાની બુટ્ટીઓ આવે છે, તું રોજ નવી નવી બુટ્ટી પહેરે તો ય વાંધો આવે એમ નથી. તો પછી શા માટે પૈસા ભેગા કરવાની મહેનત કરે છે?''

નિર્દોષ ભાવે એણે કહ્યું, ''પણ! એ બધી બુટ્ટીઓ તો બીજાની છે, અમારી નથી, મારા પપ્પા કહે છે, પારકી વસ્તુને હાથ ન લગાડાય.''

''તમારી દુકાનમાં છે એટલે તમારી જ કહેવાય, પહેરીને પાછી મૂકી દેવાની, કોને ખબર પડવાની છે?''

મનમાં ઘોળાયા કરતી બહેનપણીની આ વાત નીતિએ પપ્પાને કરી, ''પપ્પા, મને આ ગુલાબની ડિઝાઈનવાળી બુટ્ટી બહુ ગમે છે, હું એક બે દિવસ પહેરીને મૂકી દઉં તો?''

કલ્યાણસિંગે પ્રેમથી દીકરી ને માથે હાથ ફેરવતાં સમજાવી,''બેટા, બુટ્ટી તો પહેરીને પાછી મૂકી શકાય પણ એક વખત ઘરાકનો વિશ્વાસ ઉઠી ગયો તો એ પાછો નહીં મેળવાય. આપણા હક્કનું હોય એટલું જ પહેરવું-ઓઢવું અને ખાવું-પીવું, બીજાની ચીજને અડવાનો ય વિચાર ન કરવો.''

તે દિવસથી નીતિના મનમાં પપ્પાની વાત બરાબર બેસી ગઈ એણે નક્કી કર્યું કે, જ્યાં સુધી મારી પાસે બુટ્ટી ખરીદવા જેટલી રકમ ભેગી ન થાય ત્યાં સુધી એ બાબતમાં વિચારીશ જ નહીં.



''લકીરેં ભી બડી અજીબ હોતી હૈ, માથે પે ખીંચ જાયેં તો કિસ્મત બના દેતી હૈ,
જમી પે ખીચ જાયે તો સરહદ બના દેતી હૈ,
ઔર રિસ્તોં પર ખીંચી જાય તો દીવાર બના દેતી હૈ.''



એ બારમાં ધોરણમાં આવી ત્યારે તેની પાસે સાડા નવ હજાર રૂપિયા ભેગા થયા. દુકાનમાં જે બુટ્ટી એને ગમી ગઈ હતી એ દસ હજારની હતી. માએ એને ખૂટતા ૫૦૦ રૂપિયા આપીને કહ્યું; ''લે, આ વખતની તારી દિવાળીની બોણીનાં પૈસા, અત્યારે જ આપી દઉ છું.'' નવી બુટ્ટી પહેરીને સ્કૂલે જતી વખતે નીતિની ખુશીનો પાર ન હોતો. વર્ષોથી એણે સેવેલી ઈચ્છા આજે પૂરી થઈ હતી. બહેનપણીઓએ એને જોઈને કહ્યું; ''અરે વાહ, ચમક છે ને કાંઈ! કોઈની બિચારાની નવી નકોર બુટ્ટી લાગે છે યાર, કોઈની બુટ્ટી પહેરવી જ હતી તો આટલા વર્ષો શા માટે લગાડ્યાં?

''ના, કોઈની નથી. મારી પોતાની જ છે, મારાં જ પૈસાથી ખરીદેલી બુટ્ટી છે.'' ''એ તો બધા એમ જ કહે.'' બહેનપણીઓ જોરથી હસવા લાગી.

બીજે દિવસે નીતિએ બહેનપણીઓને બુટ્ટીનું બિલ બતાવ્યું ત્યારે મજાક કરનારાના માથા શરમથી ઝૂકી ગયા. નીતિએ આંસુ ભરેલી આંખે કહ્યું; ''તમે મારી વાત સાચી ન માની એનું મને દુઃખ નથી. મને રડવું એ વાતનું આવે છે કે, મારા પપ્પાની ઈમાનદારી પર અવિશ્વાસ કરવાનું કારણ આ એરિંગ્સ બન્યા.''

એણે કાનમાંથી એરિંગ્સ કાઢીને ડબ્બીમાં મૂક્તા કહ્યું; ''હવે હું જિંદગીમાં ક્યારેય એરિંગ્સ નહી પહેરું, બુટ્ટી કરતા મને પપ્પાની આબરુ વધારે વહાલી છે.''

## માધુકરી

## જીવન જીવવાની પદ્ધતિ બદલો

જે જે સ્થળે વ્યસન કરતા હો ત્યાં ન જાઓ. જે મિત્રો સાથે વ્યસન કરતા હો એમની સાથે દોસ્તી છોડી દો. મંદિરમાં ભગવાનનાં દર્શન માટે જાઓ . કોઈ પણ વ્યસન માટે આગ્રહ કરે તો તેને સ્પષ્ટ ''ના'' કહેતાં શીખો.

શરૂઆતના થોડા દિવસ તકલીફ પડશે.આળસ આવશે. થાક લાગશે. ગુસ્સો આવશે. કંટાળો આવશે. ચેન નહીં પડે. કબજિયાત રહેશે. પાચનશક્તિમાં ફેરફાર થશે.

આ બધું સ્વભાવિક રીતે થતું જ હોય છે. એમાં ચિંતા કરવા માટે કોઈ જ કારણો નથી. દિવસે દિવસે એની અસરો ઘડતી જશે. એક દિવસ વ્યસનના રાક્ષસી પંજામાંથી તમે મુક્ત થઈ જશો.

'સંકલ્પ' પૃ.ક્ર. ૨૫



''આપકી યોગ્યતા આપકો શિખર તક પહુઁચનેમેં મદદગાર હો સકતી હૈ,
લેકિન શિખર પર બને રહેને કે લિયે ચરિત્ર કા હોના જરૂરી હૈ.''



# બાળકોને વારસામાં શું આપશો?

**''સચ્ચાઈ કે રાસ્તે પર ચલને મેં ફાયદા હૈ,**
**ક્યોંકિ ઈસ રાસ્તે પર ભીડ કમ મિલતી હૈ;**

ઔર

**સંસ્કારો સે બડી કોઈ વસિયત નહી,**
**ઈમાનદારી સે બડી કોઈ વિરાસત નહી.''**

''મગલમંદિર''માં (શ્રીયુત સૌરભ) ધીરુબહેન પટેલની ''**ગરીબની એક રાતની ઊંઘ**'' ની એક સરસ ઘટના વિચારવા જેવી છે.

વાત આ પ્રમાણે છે...

એક જમાનામાં મુંબઈમાં ઈલેકટ્રીક ટ્રેનોમાં મુસાફરી કરવા માટે માસિક અને ત્રૈમાસિક પાસ મળતાં. જે તારીખે એની અવધિ પૂરી થાય, ત્યાર પછી બે દિવસમાં એને રિન્યુ કરાવીએ તો ડીપોઝીટ ફરી ન ભરવી પડે; એવો નિયમ હતો. હું રહું સાંતાક્રુઝ અને ભણું, એલ્ફિન્સ્ટન કોલેજમાં. એટલે મારી પાસે સાંતાક્રુઝથી ચર્ચગેટનો પાસ હોય. મારું ચિત્ત મોટેભાગે વાંચવા લખવાને ભણવામાં અટવાયેલું હોય; એટલે સમયસર ફી ભરવી કે પાસ રિન્યુ કરાવવો એવી બધી જવાબદારીઓ મારી બહેનપણીઓને માથે રહેતી.

ઘણીવાર આવા સંવાદો ચાલતા,

''એ ધીરુ, તે પાસ રિન્યુ કરાવ્યો કે નહી ?''

''ના કેમ?

લે, તે મને યાદ ક્યાં કરાવ્યું હતું?

''એટલે મારો જ વાંક કેમ ?''

''હાસ્તોને! ભાઈસાબ ! તું તો તું જ છે'' કહીને એ મારી બાળપણની સહિયર માલિની પહેલાં ચીડાતી. પછી હસી પડતી. હવે એક વખત એવું બન્યું કે, છેક છેલ્લે દિવસે મેં ચર્ચગેટથી સાંતાક્રુઝની સફર પતાવ્યા, ઘણી જ ટૂંકી કતારમાં ઊભા રહીને પાસ તો રિન્યુ કરાવી લીધો અને એક મોટું કામ પતાવ્યાના સંતોષ સાથે ઘરે પહોંચી.



''દુનિયામાં બે બાબત સૌથી અઘરી છે, માફી માગવી, અને માફી આપવી.''



મારા પિતાજી રાબેતા મુજબ હીંચકા પર બેઠા હતા. હું જઈને ''હાશ!'' કરીને પાસે બેઠી. અમારા બંને વચ્ચે એક આગવો સંબંધ હતો. રોજની ઝીણી ઝીણી વાતો કરતાં મને ક્ષોભ ન થાય, અને એ શાંતિથી સાંભળે. જે ક્યારેક બે શબ્દથી મને પોરસાવે પણ ખરા. વાતવાતમાં એમણે પૂછ્યું; ''આજે પાસ રિન્યુ કરાવ્યો?''

''હા, કરાવી લીધો.''

કહીને મેં વધેલા પૈસા બે વાર ગણ્યા મારી મૂંઝવણ જોઈને એ હસ્યા, અને પૂછ્યું;

''કેમ? હિસાબમાં કંઈ ગરબડ છે?''

અં... એવું જ લાગે છે''

''શું થયું? પૈસા ખૂટયા?''

''ના... મને તો લાગે છે, વધી પડ્યા.''

પછી બે ત્રણ વાર સિલક મેળવી અને અંતે મેં જાહેર કર્યું; ''મને લાગે છે કે, ક્લાર્કે ભૂલથી મને દસ રૂપિયા વધારે આપી દીધા છે.'' હવે શું કરશો? ''કાલે સવારે મુંબઈ જતી વખતે એને પાછા આપી દઈશ.''

પિતાજી બે ક્ષણ મૂંગા રહ્યાં, પછી ગંભીર અવાજે કહ્યું; ''ઊઠો ચંપલ પહેરો.''

તે વખતે સાંજ પડી ગઈ હતી. અંધારું થવા માંડ્યું હતું. અમારા ઘરમાં પહેલેથી રિવાજ હતો કે સમયસર ઘેર આવી જવું. એકલા જવું અને તે પણ આ વખતે? તેમાં પાછી હું તો પિતાજીની લાડકી દીકરી.. હું જરા ખચકાઈને ત્યાં ને ત્યાં જ ઊભી રહી ગઈ. એ મને હમેંશા તૂંકારે જ બોલાવતા આજે આમ ''ઊઠો'' કેમ કહ્યું? પણ વધારે વખત જાય એ પહેલા એમણે કદી નહી વાપરેલી એવી કડકાઈથી ફરીવાર કહ્યું; ''બહેન જલદી જાઓ.''

ઠીક ભાઈ, ખોટું તો લાગ્યું જ હતું પણ એમનું કહ્યું તો માનવું પડે. મેં ચંપલ પહેર્યા અને ચાલવા માંડ્યું. મનમાં મોટું ઘમાસાણ મચ્યું હતું. પણ કહેવું કોને?

સ્ટેશને પહોંચીને એ જ બારી આગળ જઈને એ ક્લાર્કને કહ્યું; ''મને લાગે છે કે તમે ભૂલથી મને વધારે પૈસા આપી દીધા છે.''



:: **છે ને ગજબ !** ::

''લોન્ડ્રીમાં ગયેલા કપડા પણ શુદ્ધ બનીને પાછા આવે છે,
પરંતુ મંદિરે જઈને આવ્યા પછી પણ આપણે એવા ને એવા.''



એણે ખૂબ રાહતભરી નજરે મારી સામે જોઈને કહ્યું, ''મારી સિલકમાં દસ રૂપિયા ઘટતા હતા. મેં બે-ત્રણ વાર મેળવી, પણ...!''

''આ રહ્યા. '' કહીને મેં પેલી નાની ડોકા બારીમાંથી દસ રૂપિયાની નોટ ધરી.

''ઓ થેન્ક ગોડ , થેન્ક યૂ સો મચ.'' કહીને એણે સ્મિત કર્યું. અને આપણે પછી લેફ્ટ રાઈટ શરૂ કરીને ઘરનો રાહ પકડ્યો.

પહોંચી ત્યારે ખાસ્સું મોડું થઈ ગયું હતું. મગજનો પારો પણ થોડો ઊંચો ચડેલો હતો. પરંતુ અણગમો શબ્દો દ્વારા નહી પણ મૌન દ્વારા બહાર પાડીને મેં મારો રોજિંદો કાર્યક્રમ પતાવ્યો. સૂતી વખતે વડીલોને ચરણ સ્પર્શ કરીને પગે લાગવાનો મારો નિયમ. એનું પાલન તો કર્યું પણ બોલે તે બીજા. પિતાજીએ પૂછ્યું;

''બહુ ખોટું લાગ્યું છે ?''

''ના,''

તો પછી બેસને..!'' બેઠી તો ખરી પણ મનમાં વિદ્રોહની ભાવના સાથે. જરા વાર પછી પિતાજીએ કહ્યું; ''પૈસા આપી દીધાને ?''

''હા,''

''બહુ સારું કર્યું.''

પછી શાંતિ છવાઈ ગઈ. આખરે મારાથી ન રહેવાયું. ''આમ તો રાતે બહાર જવાની ના પાડો છો, તો આજે મને કેમ તરત ને તરત પાછી મોકલી ?''

''પેલા ભાઈને આજે ને આજે સિલકનો બધો મેળ પડી જાયને, એટલા માટે.''

''તે કાલે સવારે જતી વખતે હું એ પૈસા નહોતી આપી દેવાની ?''

મારા પિતાજી ક્ષણવાર મારી સામે જોઈ રહ્યાં પછી મને એમની પાસે બેસાડીને માથે હાથ ફેરવ્યો અને કહ્યું; ''પૈસા તો તું આપવાની જ હતી..પણ ઊંઘ તેને કેવી રીતે આવવાની હતી ? કહે જોઈએ''

હું કંઈ કરતાં કંઈ બોલી ન શકી...ને વાત જીવનભર ભૂલી પણ ન શકી.

આવી ઈમાનદારીપૂર્વકની જેની જિંદગી હોય તે કેવી સુખચેન ભરી જિંદગી જીવતા હોય.❑



**''સંબંધોની સીલાઈ જો લાગણીથી કરાઈ હશે તો, તૂટવી મુશ્કેલ છે, પણ જો સ્વાર્થની કરાઈ હશે તો ટકવી મુશ્કેલ છે.''**



# હિમાલયસે ઊંચા

''પૈસા માનવ ઈતિહાસની સર્વથી ખરાબ ખોજ છે પરંતુ મનુષ્યના ચરિત્ર પારખવાની સર્વથી વિશ્વસનીય સામગ્રી છે.''

દિવ્યભાસ્કરમાં એન. રઘુરામને ''હું માનવી થાઉં તો ઘણું'' શીર્ષક હેઠળ થોડા પ્રસંગો ટાંક્યા છે. એમાં ઈમાનદારી પર એક સરસ પ્રસંગ છે.

પંદર જવાનોની એક ટુકડી પોતાના અધિકારીના નેતૃત્વમાં હિમાલયમાં સેનાની ચોકી તરફ આગળ વધી રહી હતી. ઠંડીની ઋતુ હતી. અને આ જવાનોને આગામી ત્રણ મહિના અહીં જ રોકાવાનું હતું. કેટલાક કલાક ચાલ્યા બાદ રાતના બે વાગી ગયા હતા. તેઓ થાકી ગયા હતા. અને તેઓ ચા પીવા માંગતા હતા. તેમને ચાની એક દુકાન દેખાઈ, તો એક જવાને અધિકારીને કહ્યું કે; ''સર આપણે અહીં ચા બનાવી શકીએ છીએ. જો કે તેને માટે તાળું તોડવું પડશે.''

પહેલા તો અધિકારી ખચકાયા. પરંતુ જવાનોનું મનોબળ ટકાવી રાખવા માટે એક કપ ચાનો વિકલ્પ તેમને ખરાબ લાગ્યો નહીં. થોડું વિચાર્યા બાદ તેમણે તાળું તોડવાની મંજૂરી આપી. ત્યારબાદ ચા બનાવવામાં આવી અને ઠંડી રાત્રે ચાની ચૂસકીથી બધાને રાહત થઈ. હવે તેઓ આગળની દુર્ગમયાત્રા માટે તૈયાર હતા.

આ બાજુ તેમનો અધિકારી કંઈક વિચારી રહ્યો હતો. જવાનોએ તાળું તોડીને માલિકની મંજુરી વગર ચા બનાવી હતી. ને બિસ્કિટ પણ ખાધા હતા. તેને માટે પૈસા ચૂકવવા જોઈએ, પરંતુ કોઈ હતું નહી. તેઓ લશ્કરના શિસ્તબદ્ધ સિપાહી હતા, કોઈ ચોર ન હતા.

આથી અધિકારીએ કંઈક વિચાર્યા બાદ એવો નિર્ણય લીધો જેની કોઈને આશા ન હતી. મેજરે પોતાના ખિસ્સામાંથી હજારની એક નોટ કાઢી અને તેણે સામે ટેબલ પર પડેલા ખાંડના ડબ્બા નીચે એવી રીતે મૂકી, જેથી સવારે જ્યારે દુકાન માલિક આવે તો તેને દેખાઈ જાય. હવે તેમનો અપરાધભાવ દૂર થઈ ગયો. અને તેમણે જવાનોને આગળ વધવા આદેશ આપ્યો.



''જિંદગીમેં વક્ત સે જ્યાદા પરાયા યા અપના કોઈ નહીં હોતા,
વક્ત અપના હોતા હૈ,તો સબ અપને હોતે હૈ, ઔર વક્ત પરાયા હોતા હૈ,
તો અપને ભી પરાયે હો જાતે હૈ.''



ત્રણ મહિના પૂરા થયા અને બીજા જવાનોની ટુકડીના આવવાનો સમય થઈ ગયો. ચોકીની જવાબદારી નવી ટુકડીને સોંપીને મેજર પોતાની ટુકડી સાથે પાછા ફર્યા. અને માર્ગમાં એ જ દુકાને રોકાયા. આ વખતે દુકાન ખુલી હતી. અને માલિક પણ હાજર હતા. દુકાનનો માલિક એ વૃદ્ધ વ્યક્તિ હતી. અને પંદર માણસોને જોઈને ખુશ થઈ ગયો. બધાએ ચા સાથે બિસ્કિટ પણ ખાધા અને પેલી વૃદ્ધ વ્યક્તિ સાથે વાતો કરવા લાગ્યા. તેના જીવનના અનુભવ અંગે પણ પૂછ્યું, પેલા વૃદ્ધ વ્યક્તિએ અનેક કિસ્સા સંભળાવ્યા અને દરેકમાં પરમાત્મા પ્રત્યેની તેની શ્રદ્ધા છલકાતી હતી. તેની વાત સાંભળીને એક સિપાહીએ આકાશ તરફ ઈશારો કરતા પૂછ્યું કે, ''શું તે (ઈશ્વર) હોય તો તમારા જેવો ભક્ત આવી સ્થિતિમાં હોઈ શકે?''

''સાહેબ, આવું ન વિચારો, પરમાત્માનું અસ્તિત્વ છે. અને ત્રણ મહિના પહેલા મને તેનો અનુભવ થઈ ગયો છે. પછી તેણે એ રાતનો કિસ્સો વર્ણવ્યો કે, તેના પુત્રને આતંકવાદીઓએ ઢોર માર માર્યો હતો. અને તેના ઈલાજ માટે તેની પાસે પૈસા ન હતા. તેણે ભગવાનને પ્રાર્થના કરી. અને બીજા દિવસે દુકાને આવીને જોયું તો તેનું તાળું તૂટેલું હતું, પરંતુ તેમાં મને એક હજારની નોટ મળી, જેની મને સખત જરૂર હતી. આટલું બોલતાં બોલતાં તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. વૃદ્ધની આંખોમાં અતૂટ વિશ્વાસ હતો. પંદર જણાએ પોતાના અધિકારીની આંખમાં જોયું અને ઈશારામાં જ તેઓ સમજી ગયા કે તેમને ચૂપ રહેવા કહેવાયું છે. ત્યાર બાદ મેજર ઊભા થયા અને પૈસા આપતાં દુકાનમાલિકને ગળે લગાડતા કહ્યું કે, ''હા બાબા, હું જાણું છું, તેનું અસ્તિત્વ છે.'' પંદર જવાનોને મેજરની આંખોમાં પણ પાણી દેખાયું. હવે તમે વિચારી શકો છો કે કેટલાક લોકો શિયાળાના સમયે ફૂટપાથ પર ઊંઘતા લોકોને ચૂપચાપ ધાબળો ઓઢાળીને કંઈપણ બોલ્યા વગર ત્યાંથી જતાં રહે છે.

ફંડા એ છે કે, ઈમાનદારીનું એક ઉદાહરણ હિમાલય કરતાં પણ વધુ મજબૂત વિશ્વાસનો પર્વત ઊભો કરી શકે છે. તમે ઈચ્છો છો કે તમારા કર્મચારી વિશ્વાસ કરે, તો તેમની સાથે એવો જ વ્યવહાર કરો જેવો મેજરે કર્યો હતો. ❑



''હે ભગવાન! હું ક્યાં કહું છું કે, મને મારા કર્મોનું સારૂં ફળ આપી દે,
વિનંતી એટલી જ છે કે, સારા કર્મ કર્યા કરૂં, એટલું બળ આપી દે''



# અરે, આ તો મુશ્કેલ કામ!

વાત છે સોક્રેટિસના સમયની, ચારેક યુવાનો બગીચામાં બેસી ભવિષ્યનો પ્લાન બનાવી રહ્યાં હતા. એક યુવકે કહ્યું; ''મારે તો ભવિષ્યમાં વિશ્વ વિખ્યાત લેખક બનવું છે.'' બીજા યુવકે કહ્યું; ''મારે તો વિશ્વ વિખ્યાત કવિ-સાહિત્યકાર બનવું છે.'' ત્રીજાએ કહ્યું; ''મારે વિશ્વ વિખ્યાત વૈજ્ઞાનિક બનવું છે.'' સોક્રેટિસને આ ચર્ચામાં રસ પડ્યો. એ પણ દૂર બેસી યુવકોની આ વાતચીત ધ્યાનથી સાંભળી રહ્યાં હતા. ચોથો યુવક ત્રણેની વાતો ચૂપચાપ સાંભળી રહ્યો હતો. ત્રણે યુવકોએ ચોથા યુવકને કહ્યું; ''તું કહે, તારે શું બનવું છે?'' ચોથા યુવકે ગંભીરતા સાથે કહ્યું; ''મારે વિશ્વ વિખ્યાત સાહિત્યકાર કવિ-લેખકે કે વૈજ્ઞાનિક નથી બનવું, પણ ''મારે તો માણસ બનવું છે''

સોક્રેટિસ એ યુવકની વાત સાંભળી ઊભા થઈ તાળી વગાડીને જોરથી બોલ્યા; ''આ તો સૌથી કઠિન વાત છે.''

પાશ્ચાત્ય વિચારક પણ કબૂલે છે કે માણસ બનવું સૌથી અઘરું છે. બધું બનાય, વિશ્વ વિખ્યાત થવાય, પણ માણસ બનવા માટે તો માણસને સવળા ચક્રો ગતિમાન કરવા પડે. પશુઓમાં પશુત્વ જન્મતાની સાથે જ આવી જાય છે. જ્યારે માણસને મનુષ્યત્વની તૈયારી કરવી પડતી હોય છે.

મનુષ્યત્વ પાપ્ત કરવા માટે માણસાઈના ગુણો જીવનમાં વણી લેવા એ માણસાઈ પ્રાપ્ત કરવાનો પ્રથમક્રમ છે.

ગૃહસ્થ જીવનમાં વ્યવસ્થા, સગવડતા માટે ધન અનિવાર્ય અંગ છે. વ્યવહાર પૈસાની લેતી-દેતીથી ચાલે છે. અને રોટી, કપડા, મકાન, વગેરે પ્રાપ્ત કરવા ધન જોઈએ. ગૃહસ્થને ધન વિના ન ચાલે. અર્થાત્ પુરૂષાર્થ કરવા મહાપુરૂષોએ એક લક્ષ્મણ રેખા દોરી આપી છે. આ રેખા ઓળંગ્યા વિના પુરૂષાર્થ કરવું, ધર્મને ધક્કો ન લાગે તે રીતે ધન કમાવવું. નીતિ, પ્રમાણિકતા, ન્યાયપૂર્વક ધનાર્જન ગૃહસ્થે કરવું જોઈએ.

**''न्यायापातं धनो यजन''** અને **न्यायोपातं हि वितं दुमयलोक हिताय**



'' જરૂરીયાત કરતાં વધારે મળે તેને 'નસીબ' કહેવાય,
ભગવાને ઘણું આપ્યું હોય છતાં ય રડતો રહે તેને ''કમનસીબ'' કહેવાય,
અને કાંઈ પણ ન હોય તોય ખુશ રહે તેને ''ખુશનસીબ'' કહેવાય.''



બૌદ્ધધર્મમાં અષ્ટાંગી માર્ગ કહેલ છે. સમ્યકજ્ઞાન, સમ્યક સંકલ્પની સાથે સમ્યક આજીવન ન્યાયપૂર્વક આજીવિકા ચલાવવી. જૈન શાસ્ત્રમાં '**''धम्मा जीवी**''કહેલ છે. ધર્મથી આજીવિકા કરવી. ધર્મનો અર્થ છે ગૃહસ્થે નીતિપૂવક ધનાર્જન કરવું. કોઈ શાસ્ત્રોએ ગૃહસ્થને અર્થ પુરૂષાર્થ નિષેધ નથી કર્યો, પણ ન્યાયથી-નીતિથી પ્રમાણિક્તાથી કમાવવાની વાત કરી છે. ''બાવો બેંકમાં ન શોભે, ગૃહસ્થ જંગલમાં ન શોભે'' મતલબ કે વનમાં સાધુ શોભે, બેંકમાં નહીં. ગ્રહસ્થ વનવાસ કરે તો આજીવિકાનો પ્રશ્ન ખડો થાય. ખેતર-વાડીની વાત અલગ છે. ગૃહસ્થનો તમામ વ્યવહાર પૈસાથી ચાલે. ગૃહસ્થો માટે પૈસો મુખ્ય મુદ્દો છે. એવો એક સમય હતો વસ્તુથી વ્યવહાર ચાલતો. હવે ''વસુ'' વિના વ્યવહાર ચાલતો નથી. એટલે કહેવત પડી **''વસુ વિના નર પશુ''**

લાકડીનું ભજન ઘણાંએ સાંભળ્યુ હશે **''દેખ તમાસા લકડી કા... આગે ભી લકડી પીછે ભી લકડી..દેખ તમાસા લકડી કા..''** એ રીતે કહેવું જોઈએ. ''**દેખ તમાસા પૈસે** કા.'' સાધુ બાવાને ભિક્ષા લેવી શોભે ગૃહસ્થને ભિક્ષા ન શોભે. શાસ્ત્રકારો કહે છે, આવા પ્રકારના ધનથી સુખ શાન્તિ નથી મળતી.

**परस्य पीड्या लब्ध्वा धर्मस्योलंधनेन न च ।**
**आत्मा अवमान मान संप्राप्तं न धनं तत् सुखाय च।।**

ગૃહસ્થને આજીવિકા ચલાવવા ધન કમાવવું જોઈએ. પણ શાસ્ત્રકારો સાવધાન થઈ જવાની વાત કરે છે, કે જે ધન બીજાઓને પીડા પહોંચાડીને મેળવેલું હોય તે ધન પરિવારમાં સુખ-શાંતિ આપી શક્તું નથી. જે ધન મેળવવા ધર્મનું ઉલંઘન થતું હોય તે ધન પણ ગૃહસ્થને સુખ-શાંતિ આપી શકતું નથી. જે ધન મેળવતાં આત્માનું અપમાન થતું હોય તે ધન પણ કુટુંબને સુખ-શાંતિ આપી શક્તું નથી.

એટલે કહી શકાય કે ''ધન શુદ્ધ હશે તો ધાન શુદ્ધ બનશે'', ''ધાન શુદ્ધ હશે તો તન-મન શુદ્ધ રહેશે.'' ધનમાં ગરબડ હશે તો બધી વાતમાં ગરબડ ઊભી થશે. એટલે ઋષિઓ કહે છે, પ્રથમ તો માનવે આ જ ચિંતન કરવું. **''अर्थ अनर्थ भावय''** અર્થ એટલે અનર્થનું કારણ ? ગૃહસ્થે આવી ઊંચી ભાવના રાખીને અર્થ-પુરૂષાર્થમાં ઝંપલાવવું. આંધળી દોટ અર્થ પાછળ ન મૂકવી.

ગૃહિણીઓ ભોજન તૈયાર કરે, તે પહેલાં ધાનને સાફ કરે. ધાનમાં કચરો-


''રાહમેં પડે પથ્થરસે ભી ટકરા જાઓ તો ઉસસે ભી ક્ષમા માંગ લેના,
પથ્થર તો કુછ નહીં બોલેગા, પર તુમ ઈન્સાન હો, ઈસકા પરિચય જરૂર દેના.''


કાંકરી વીણી વીણીને કાઢી ધાનની સફાઈ કરે. સફાઈ વિનાના ધાનની રસોઈ બનાવાય અને જમતા કાંકરી આવી જાય તો જમવાની મજા ઉડી જતી હોય, બસ ધનને પણ ધાનની જેમ સાફ કરીને કમાવવા જેવું છે. કમાવવામાં સાવધાની નહીં રખાય અને અણહક્ક કે અનીતિનું ધન આવી જશે તો કાંકરીની જેમ ખૂંચશે. જીવનની લિજ્જત, જીવનનો રસ અને જીવવાની મજા બગાડી નાંખશે. જે ધનથી સુખ શાંતિ મેળવવાની આશા રાખી હશે એ જ ધન દુઃખ અને અશાંતિ ઉભી કરશે. ❑

## યાદગાર સંસ્મરણો

પેટરબાર (ઝારખંડ) પૂ. તપસ્વી શ્રી જગજીવનજી મહારાજ ચક્ષુ ચિકિત્સાલયના સંસ્થાપક પરમ દાર્શનિક સંત શિરોમણિ પૂ. શ્રી જયંતમુનિ મહારાજ સાહેબ સાથે સં, ૨૦૧૩થી પરિચયમાં આવ્યા. વર્ષોવર્ષ પરિચય ગાઢ બન્યો. ત્રણ વર્ષનો પરિચય ત્રીસ વર્ષથી વધારે જૂનો લાગ્યો એટલી લાગણી-પ્રેમ, સહાનુભૂતિથી અમને પરિપ્લાવિત કર્યા. ૨૦૧૩ના પરિચય બાદ આજ લગી એવી કોઈ ક્ષણ-પળ ન આવી શકી કે જેમાં અમે મહારાજશ્રીને યાદ ન કર્યા હોય. ને મહારાજશ્રીએ અમને યાદ ન કર્યા હોય, સતત એકરૂપતા સંબંધમાં આવી ગયેલ.

ચાતુર્માસ બાદ બહુ જ ઝડપથી તેમના સાનિધ્યમાં આવી જતાં અને તેઓશ્રી પણ ચાહતા ને કહેતા ''સબ સે બડી બાત મુનિરાજ સુનિયે, ચાતુર્માસ પૂર્ણ હોતે હી જલ્દ સે જલ્દ પેટરબાર આ જાઈએ ઔર આપકે દર્શન દેકે અતૃપ્ત આંખો કો તૃપ્ત કીજીએ.'' હર વખતે ચાતુર્માસ માટે વિદાય લેતાં ત્યારે તેઓશ્રી ભાવભીની આંખે વિદાય આપતાં જેના સાક્ષી રૂપે સાધ્વીશ્રીઓ અને આજુબાજુના હાજર રહેનાર સંઘ ભાઈઓ છે. કલકત્તા કામાણીમાં ચાતુર્માસ વિદાય આપતાં પહેલી રાત્રે અમારી વિદાય માટે એક શ્લોક બનાવી અમને સંભળાવી વિદાય આપેલ.

**''मात्र प्रतिक्ष्य आमंत्रणम् । सद आमंत्रिता अत्र भवन्तो ॥**
**नित्यम् प्रस्तुतं अस्मन् निमंत्रणम् सदा लिखितं तु युष्मद् ग्रंथेसु ॥**

અર્થાત્ ભગવાન! અમારા આમંત્રણની વાટ ન જોતા. કારણ કે તમે સદા માટે આમંત્રિત છો અને અમે હૃદયપૂર્વક જે નિમંત્રણ આપ્યું છે તે તમારી કિતાબોમાં (હૃદયરૂપી) લખાઈ ગયું છે.

''વિહારનો વૈભવ'' ભાગ-૪, પૃ.ક્ર. ૧૩૯



''જન્મસેં ના તો કોઈ દોસ્ત પેદા હોતા હૈ,
ઔર ના હી દુશ્મન, વહ તો હમારે ઘમંડ,
તાકાત યા વ્યવહારસે પૈદા હોતા હૈ.''



# મીઠાઈની જેમ જીવન મધમધતું બનાવો

તા. ૪/૨/૨૦૧૭ના મુંબઈ સમાચારમાં ''સુખનો પાસવર્ડ'' કટારમાં એક પ્રસંગ વાંચ્યો. અક્ષરશઃ અહીં મૂકૂં છું. કટાર લેખક છે આશુ પટેલ.

કાર્ટૂનિસ્ટ મિત્ર કાનજી મકવાણા પાસેથી એક કિસ્સો જાણીને વાચકો સામે મૂક્વાની ઈચ્છા થઈ. વેપારીઓ અપ્રામાણિક હોય છે. એવી સામાન્ય માન્યતા છે, પણ આજના સમયમાં પણ ઘણા પ્રામાણિક વેપારી હોય છે. આવા એક વેપારીની પ્રામાણિક્તાની વાત કાનજી મક્વાણાનાં જ શબ્દોમાં વાંચો.

ગાડીમાં બેઠેલા સાત લોકોમાંથી ઘણાં-ખરા મુંબઈનો હલવો ચાખવા તેમજ પરિવાર માટે ગુજરાત લઈ જવા ઈચ્છુક હતા. એટલે મુંબઈમાંથી બહાર નીકળતી વખતે રસ્તામાં જ ક્યાંય કોઈ સારી સ્વીટની દુકાન મળી જાય એવી આતુરતા સૌને ખરી. અને રસ્તામાં એક જગ્યાએ વંચાયું ''ગુલઝાર સ્વીટ્સ'' શોપમાં ગયા તો અંદર ઘણી વેરાયટીની સ્વીટસ અને સરસ મજાની સજાવટ. શેઠ અને પાંચ છ કર્મચારીઓ બધા જ સફેદ કુર્તા-પાયજામા અને ટોપીમાં સજ્જ શિયા મુસ્લિમો હતા.

અમે ત્રણ મિત્રો હલવો અને થોડો સૂકો નાસ્તો પેક કરાવવા લાગ્યા. એમાં એક સરસ સફેદ અને ઉપર એક રેડ ગ્રીન શેડવાળી સમોસા જેવી વસ્તુ પર નજર પડી, એટલે મેં એ છ માંથી એક યુવાન દેખાતા માણસને પૂછ્યું;

**''ये क्या है जी?..ये मावा समोसा है सर''**, જવાબ આપ્યો.

**''कैसे देते हो ये?'' जी, पन्द्रह रुपिये का एक पीस''**

**''अच्छा, सात पीस पेक कर दो.''**

મેં ગાડીમાં બેઠેલા ટોટલ લોકોની સંખ્યા યાદ કરીને ઑર્ડર આપ્યો. બધુ પેક થયું, બિલ ચુક્વાયું. મેં જોયું કે માવા સમોસાના અઠયાસી રૂપિયા લગાવેલા હતા. જે ખરેખર તો સાત નંગના હિસાબથી ૧૦૫ રૂપિયા થવા જોઈએ. મેં પેલા



''જિંદગી કો અગર ખુલકર જિના હૈ, તો થોડા ઝૂક કર તો દેખો,
ફિર દેખના યે ઈશ્વર આપકો કિતના ઊંચા ઉઠા દેગા.''



પેક કરનારા યુવાનને પૂછ્યું;

**'ये सात पीस ही है न?,**

**'जी सर,'**

**'तो फिर पैसे क्युं कम लगाया है?'**

પછી તેણે જે જવાબ આપ્યો, એ મારા વતન લાઠીમાં ''કરીમ ગાંગજી''ની કરીયાણાની દુકાનની ટકોરાબંધ છાપ યાદ અપાવી દીધી. ત્યાં પાંચ વર્ષનું છોકરું જાય, તો ય છેતરાઈને ન આવે. આ યુવાનનો જવાબ એવી છાપ પાડી ગયો.

તેણે કહ્યું;

**''सर, एक पीस लेना हो तो रेट है १५ रुपिये, लेकिन आप ज्यादा समोसा लेते हो तो डझन के हिसाब सें मिलते है, आपने सात पीस लीए तो उसके डझन के हिसाबसें इतना ही होता है''.**

તેની પ્રામાણિકતા અમને સ્પર્શી ગઈ. નહીં તો તેને એ પણ ખબર હતી કે અમે ગુજરાતથી આવ્યા છીએ અને અહીં ફરી ક્યારેય ખરીદી કરવા નથી આવવાના..

પ્રામાણિકતાના સુખદ આંચકા સાથે અમે રવાના થયા. જિન સૂત્રમાં રજનીશજી ઓશો પ્રામાણિકતાનું વર્ણન તલસ્પર્શી કરે છે. તેમના જ શબ્દોમાં આપણે એની વ્યાખ્યા-વિવેચન વાંચીએ,

**''तुम जो भी करो वही करो, जो तुम करना चाहते थे। तुम्हारे भीतर और बहार एक जैसा हो...तुम्हारे चेहेरे पर नकाब न हो..तुम्हारे चेहरे पर मुखौटा न हो...तुम सीधे साफ नग्न, तुम जैसा हो वैसे ही...चाहे कोई भी परिणाम हो, तुम अपने को छिपाओ नहीं। प्रामाणिकता बडा बहुमूल्य शब्द है, जिसे पश्चिम के आस्तित्वादी ''ओथेन्टीसीटी'' कहते है, वही महावीर की प्रामाणिकता होती है । एक घंटा हम प्रामाणिक होते है, जब हम गहरी निंदमें होते है, उसका कोई मतलब नहीं। अन्यथा हम कुछ कहते है, कुछ सोचते, कुछ बतलाते, गिरगिट की तरह हमारा रंग बदलता...हम जैसा मौका देखते तत्क्षण वैसा रंग लेते।**



''તું આટલી ધગધગતી લાગણીઓ ના મોકલ,
સળગતા કાગળને ઠારવા અશ્રુ ખૂટી પડે છે.''



अवसरवादिता, प्रामाणिकता के विपरित है। हमारा अपना कोई स्वर नहीं, कोई आत्मा नहीं, जैसा दूसरा आदमी हम देखते, वैसा ही हम व्यवहार कर लेते...हम समय के अनुसार नहीं। प्रामाणिकता का अर्थ है हमारे भीतर अपना बल पैदा हुआ । अब हम अपने बल पर जीते है. कष्ट झीलन पडे तो झील लेते है, लेकिन सत्यको नहीं खोते। **''सत्यं वद, धर्मं चर''**। हिन्दु शास्त्र कहते है. ''सत्य बोले और धर्ममें चले''। जैसा हो वैसा कहे-परिणाम की चिंता छोड दे। परिणामका हिसाब न रखें। निष्कपट छोटे बचे जैसा हो जायें।

આવી ઊંડી પ્રામાણિક્તાની વ્યાખ્યા આપી છે. આટલી પ્રામાણિક્તા માણસમાં આવી જાય તો જીવન પવિત્ર-નિર્મળ બની જાય. નીતિમતાનું ધોરણ ઊંચું આવી જતાં જીવન મધમધતું બની જાય. ❑

## માધુકરી

જૈનાચાર્ય શ્રી ત્રિલોચનસૂરિજી મહારાજ વિહારમાં હતા ત્યારે એક ટ્રક ડ્રાઇવરે અજાણતામાં ટક્કર મારતાં એ લોહીલુહાણ હાલતમાં માર્ગમાં ઢળી પડ્યા. સંતને ઈજા પહોંચાડવાની ભૂલથી ડ્રાઈવરનો આત્મા ડંખ્યો.

એ ટ્રકને ઊભી રાખીને જૈનાચાર્ય પાસે ક્ષમા માંગવા આવ્યો.

જીવન-મરણમાં ઝોલા ખાતા આચાર્યશ્રીએ એને એટલું જ કહ્યું;

'મારું તો આયુષ્ય અહીં જ પૂરું થઈ જશે કદાચ, પણ તું અહીં એક ક્ષણ પણ ઊભો રહ્યા વિના ભાગી જા'

ડ્રાઈવરની આંખે આંસુના તોરણ રચાયા.

આને કહેવાય ''કરૂણામંડિત પરોપકાર'' છેલ્લે એક પ્રભુ પ્રાર્થના: એવી કુબુદ્ધિ કદી ન મળજો જે માત્ર સ્વાર્થી બનાવે. એવી સદ્‌બુદ્ધિ સદા મળજો જે પરોપકારાર્થી બનાવે.

'ઉપકાર મીમાંસા'પૃ.ક્ર. ૧૦૯.



''જો ગરીબી આળસ, વ્યસન, મૂર્ખતા અને નકામાં ખર્ચના કારણે આવી હોય તો શરમજનક છે. બાકીની ગરીબી માટે શરમાવવાનું નહોય.''



# નીતિમત્તા એ વ્યવસાયનો પાયો છે

૧૮૮૪ના ''મુંબઈ સમાચાર'' અખબારમાં તત્વચિંતક હરિભાઈ કોઠારીનો એક લેખ વાંચવા મળ્યો. એ જ લેખમાં ફેરફાર કર્યા વિના અહીં અક્ષરશઃ ટાકું છું.

નીતિમતાને નેવે મૂકીને કરેલો વેપાર માણસને વિનાશના ગર્તામાં ધકેલી દે છે. ''અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રને ઝાઝો સંબંધ નથી'' એમ માનનારા ખોટી ભ્રાન્તિમાં રાચે છે. આજે ચારે તરફ ફેલાઈ રહેલો ભ્રષ્ટાચાર એ નૈતિક્તાના અભાવનું પરિણામ છે. ચોરી, દાણચોરી કે કરચોરી કરનારા માણસો પોતાને કુશળ માનવા લાગ્યા છે. જે વાતની શરમ લાગવી જોઈએ એ વાતનું માણસ ગૌરવ લેવા લાગે એ એનું કેટલું મોટું નૈતિક અધઃપતન ગણાય! ઉદયભાનુની રચના છે કે;

**''બેશરમ જબ આંખ હો, તો સિર્ફ ઘૂંઘટ ક્યા કરેગા?**
**આદમી નંગા ખડા હૈ, સભ્યતા કે આવરણ મે..''**

અપરિગ્રહી મહાવીરને આપણે વંદન કરીએ છીએ, પરંતુ પરિગ્રહમાં સ્વલપમાત્ર પણ પાછા પડતા નથી. ભાવમાં લૂંટ.., માલમાં મિલાવટ અને વજનમાં છેતરામણી! આમ ત્રિવિધ પ્રકારે સમાજને લૂંટતો વેપારી ''વૈશ્ય'' શી રીતે ગણાય?

''સત્તર પંચા પંચાણું, બે મૂક્યા છૂટના, લાવો ભાઈ સો માં એક ઓછો!!'' એમ કહીને આમ જનતાને મૂર્ખ બનાવતો વેપારી ઈશ્વરનો ગુનેગાર છે.

વેપારમાં પણ ''રાયચંદ દૂધ પીતાં શીખ્યો છે.. કોઈનું લોહી નહીં'' એમ કહેનાર ઝવેરી રાયચંદ શેઠ આગળ જતાં શ્રીમદ્ રાજચંદ્ર થયા અને ગાંધીજીએ પણ એમને પોતાના આધ્યાત્મિક ગુરુ માન્યા.



**''કોઈએ પૂછ્યું બંસરીને, 'તું કેમ કૃષ્ણને વ્હાલી લાગે છે.'**
**ત્યારે બંસરીએ કહ્યું, 'હું અંદરથી ખાલી છું, માટે કૃષ્ણને વ્હાલી છું.''**



પોતાના ત્રાજવાની દાંડી પર ધ્યાન કેન્દ્રિત કરનારો અને પોતાના વ્યવસાયને પવિત્ર ગણનારો તુલાધાર વૈશ્ય મુક્ત થયો તેવો ઉલ્લેખ (તુલાધારનો) મહાભારતમાં  જોવા મળે છે.

પોતાના પ્રાપ્ત કર્મને કુશળતાથી અને પવિત્રતાથી કરવું એ જ સાચો યોગ છે. એમ ગીતાકાર કહે છે. ''સ્વકર્મ દ્વારા પૂજા કરનારો માણસ જ પ્રભુને સૌથી વધુ ગમે છે.'' માણસના વ્યવસાય કરતાં તેના તરફ જોવાનો એનો અભિગમ વધારે મહત્ત્વનો છે.

ગોરા કુંભાર, સેનાનાયી, રૈદાસ ચમાર, સદનો કસાઈ, વણકર કબીર, અખો સોની કે નામદેવ દરજી. આ બધાં મહાનુભાવો પોતાનાં વ્યવસાય તરફના ઉચ્ચ અભિગમથી જ પરમપદને પામ્યા હતા.

દરેકક્ષેત્રમાં નીતિ પ્રામાણિક્તા ખૂબ જ જરૂરી છે.
એક શાયર કહે છે કે...

**एक बात तो सत्य है बात है बिलकुल साफ ।**
**जान बुझेकर गलती करने वालो नही होते माफ।।**
**स्वार्थ के गन्दे दलदलमें बाहर आओ तुम ।**
**इमानदारीसे करो अपने कर्तव्य से इन्साफ ।।**

અપરિગ્રહી બનવાની તમન્ના રાખનારે સર્વ પ્રથમ પરિગ્રહનો ઓછેવત્તે અંશે ત્યાગ કરતા થઈ જવું, સદંતર ધનનો ત્યાગ કરતાં પહેલાં, સર્વત્યાગ કરતાં પહેલાં અન્યાય-અનીતિની કમાણીનો ત્યાગ કરવો જોઈએ. વિશ્વાસઘાતના મહાપાપથી બચવું જોઈએ. થાપણ કોઈની ઓળવવાની દુર્વૃત્તિઓનો ત્યાગ કરવો જોઈએ.

વિદ્યુત પ્રવાહ જે તારોમાંથી પસાર થાય છે. એ પ્રવાહ જ્યારે ઘર મકાનમાં પ્રવાહીત કરવો હોય ત્યારે તેમાં પણ તારની જરૂર પડે. પણ ઘર મકાનોમાં ખૂલ્લા વાયરો ઉપયોગમાં લેવાતા નથી. રબ્બરના પડ ચડાવેલા વાયરોનો પ્રયોગ કરવો પડે. જેથી કોઈને કરન્ટ ન લાગે. ધન પણ વિદ્યુત પ્રવાહ જેવો છે. જે પ્રવાહ જગતને જીવાડી શકે છે. વિદ્યુત પ્રવાહ પ્રકાશ અને બીજા કાર્યો માટે ઉપયોગી છે, ધન પણ વ્યવસ્થા માટે ઉપયોગી છે. પણ કોઈને કરન્ટ ન લાગે ને લાગણીઓની



''કળિયુગ છે સાહેબ..જૂઠ્ઠાનો સ્વીકાર થાય, સાચાનો 'શિકાર' થાય.''



હાનિ ન થાય એટલા માટે ધન કમાવનારે ન્યાય, નીતિ, પ્રામાણિક્તાનું રબ્બરનું પડ રાખવાનું. આવા પડ વિના મેળવાતું ધન ખતરનાક પૂરવાર થાય. શાસ્ત્રકારો કહે છે, ''અન્યાયથી મેળવેલા ધનથી પાપકર્મબંધને કારણે ફરી ક્યારેક ધન મેળવવું હોય તો ખોટા માર્ગેથી પણ ધન મેળવી શકાતું નથી. કારણ કે કર્મબંધનને કારણે એવી અંતરાય ઊભી થાય કે તનતોડ મહેનત કર્યા છતાં ગરીબનો ગરીબ જ રહે. એક વખત અન્યાયથી મેળવી લીધેલું ધન ફરી અન્યાયથી પણ મળતો નથી. નિર્ધનતા પાપની પેદાશ છે. અપ્રામાણિક આદમી લોકોનાં જીવન સાથે અને લોકોની તંદુરસ્તી સાથે છેડછાડ કરી પોતાની જ ઘોર ખોદે છે. અને દુ:ખી થાય છે.''



## માધુકરી

(૧) ગાંધીજીએ એકવાર કહેલું કે, એક કલાક માટે મને ભારતભરનો સરમુખત્યાર નીમવામાં આવે તો પહેલું કામ તો હું એ કરું કે, ''કંઈ પણ વળતર આપ્યા સિવાય દારૂની તમામ દુકાનો બંધ કરી દેવડાવું અને તાડીના તમામ ઝાડનો નાશ કરું.''

(૨) સિકંદરને થાસ નામની વેશ્યાએ બેસૂમાર શરાબ પીવડાવીને વટહુકમ કઢાવીને કેટલાક પોલીસોને જીવતા સળગાવી મરાવ્યા હતા. સવારે નશો ઉતરતાં સિકંદરનું માથું ઠેકાણે આવ્યું ત્યારે તેની ભૂલ સમજાઈ. પેલી વેશ્યાનો શિરચ્છેદ કરાવ્યો અને શરાબ છોડી દીધો.

(૩) પાકિસ્તાનના માજી વડા પ્રધાન સરનશીન ભૂટ્ટોને વ્હીસ્કીનો શોખ હતો. ત્રણ પેગ પીધા પછી જુબાન અને દિમાગ વચ્ચેની ડાયરેકટ લાઈન કપાઈ જતી, લશ્કરી વડા જનરલ ઝીયાને પદભ્રષ્ટ કરવાની યોજના તેમણે વિચારેલી, પણ આગલી રાત્રે શરાબ પાર્ટીમાં તેઓ અંદરની આ ગુપ્ત વાત બકી ગયા. પરિણામે સવારે ઝીયાએ લશ્કરી શાસન સ્થાપી દીધું અને ભૂટ્ટો ને કેદ કરી દીધા.❏



''ગંદકી જોનારની 'નજર' માં હોય છે,
બાકી, કચરો વીણતા ગરીબોને એમાં પણ 'રોટલી' દેખાય છે.''



# વ્યસનમુક્તિ અભિયાન ટાંણે

(ત્રે કવિત)

-લાલજી મેવાડા 'સ્વપ્ન'

(૧)

ચરપણમેં ચુપાચુપ છોંક કે છાવરેં નેં,
જૉઆણઈમેં ચે તો ધમ, ગમકે ભુલાયતો;
ગુટકેંજો ગટો કોક, ભરે ફિરે ફાંકેમેં,
મુસી કોક માવે વરી, ગલૉફા ફુલાયતો.
નં સો વો ઍડ઼ો નશો કરે, નિંધરજે બાને નામી,
ધનવાન બેધ્યાન થિઈ, જામ છિલકાયતો,
ધનજો વિનાશ નાશ, કાયજો કરે ''સ્વપ્ન'',
ચોં ત સીંગૂ સોં ખણી, મૂરખ ભનાયતો.

(૨)

કોક ગ઼િને લમાં કસ, વશ કાયા નં રેં તૉસીં,
સય માન-અપમાન, કસ કાયા મ્યાં વિઞે તૉસીં;
રોકડ઼ માલ-મિલકત પૂંજી, પે જી તેં હથ હણે,
ઘરવારીજી વારી પણ છડે નતો છિને તૉસીં.
સગ઼ા સબંધી, ધોસ્ત, છટ નં છિબે કેંજી,
પી પી નેં ગ઼િને અંત, શરમ શેષ વિઞે તૉસીં;
''સ્વપ્ન'' ઍડ઼ી લગ઼ી લત, છત-અછતમેં રિઈ નં પત,
નશાઈ તોંય નતો છડે, પાત્ર ખણી પિને તૉસીં,





''ઈમાનદારી કિસી કાયદે કાનૂનકી મોહતાજ નહીં હોતી,
એક ઈમાનદાર, ઉત્તર : એક સચ્ચે સમ્બન્ધકા પ્રતિક હૈ।।
ઈમાનદારી એક બહુમૂલ્ય ઉપહાર હૈ, ઘટિયા લોગોંસે ઉસકી અપેક્ષા ન કરે।''



(૩)

છત વિઞે, પત વિઞે, લત જેંકે લગ઼ી તેંજી,
મત મૂરાસોંત વરી, સત છડાયતી;
ગત ઍડી થીએ પોય રતજી ન રતિ રય,
પતી[1] વિઞે પતી[2] તોંય, ઘરવારી નિભાયતી.
ગરી નેં ગિડક થિઈ રેં, ફુલ[4] જેંડ઼ો ફુલો[5] થિઇ રેં,
ધરધ જે ગોધામ કે, આધત અડાયતી;
''સ્વપ્ન'' નતો સમજે પણ, હરેં હરેં કરે,
વ્યસનજી આધત વડી, વાડ઼ી ભેલાયતી.

ડુઓ :

વ્યસન જે વિનાશજો ભસ હિતરો પિરમાણ,
જૅરી જૅર ઉતરેં ખરા પ, હી હલે ભેરો મસાણ.

**શબ્દાર્થ :**
૧. (સંપતિ) ખલાસ થઈ જવી.
૨. વંશ પરંપરાગત મિલકતમાંથી ભાગમાં આવેલો ભાગ.
૩. પતિ;ધણી
૪. ફુલ;પુષ્પ.
૫. ફુલા;ધાણી.(શેકવાથી ફૂટેલા અનાજના દાણા=હલકું.(વજનમાં)



''ઈજ્જત કમાઈ જાતી હૈ, ઈમાનદારી સરાહી જાતી હૈ।
પ્યાર પાયા જાતા હૈ, ઔર નિષ્ઠા લોટાઈ જાતી હૈ''
અજ્ઞાત



## વ્યસનમુક્તિ પહેલાં તમને કેટલાંક પ્રશ્નો મૂંઝવી શકે છે.

પહેલા મેં વ્યસન છોડી દીધેલું, જે હવેથી શરૂ થયું છે. આવું બનતું જ હોય છે. જે એક વખત વ્યસન છોડી શકે છે એ બીજી વખત ચોક્કસ વ્યસન છોડી શકે છે અને ધીરે ધીરે વ્યસન મુક્ત થઈ શકે છે. અત્યારે મારાથી વ્યસન છોડી શકાય એમ નથી.

એ વાત સાચી છે કે અમુક મુશ્કેલભરી પરિસ્થિતિમાં વ્યસન છોડવું અઘરું પડે.પણ વ્યસનમુક્તિની સૌથી મોટી શરૂઆત આજથી જ શ્ક્ય બને છે.

હું કદાચ નિષ્ફળ જાઉં...

તમે વ્યસન મુક્તિના પ્રયત્ન કરો ત્યાં સુધી તમને ખબર નહીં પડે કે તમે નિષ્ફળ ગયા કે સફળ રહ્યા. કદાચ નિષ્ફળ જાઓ તો પણ જેટલો વખત બંધ રાખ્યું એનો તો ફાયદો થશે જ. વળી, બીજી વખતે વ્યસન માત્ર પણ ઘટશે. એટલું જ નહીં તમે બીજી, ત્રીજી, ચોથી...એમ અનેક વખત પ્રયત્ન પણ કરી શકો છો. એમાં ફાયદો જ છે. કાંઈ નુકસાન નથી.? ('સંકલ્પ' પૃ.ક્ર. ૨૩)

નવિનભાઈ વૃજલાલ કામદાર સંઘના અધ્યક્ષ. વ્યસનને છોડાવવા અનેક લોકોને લાવતા, મટન, શરાબ, બીડી, જર્દા, ગુટકાના અનેક વ્યસનીઓ આવેલા, મટન -શરાબ વગેરે છોડવા દરેકને સલાહ આપી. જે તે જરૂરી માર્ગદર્શન આપ્યા. વિઝ્યુલ શો પણ બતાવ્યો.

જૈનો પણ જર્દા-પાન, ગુટખા ખાવાવાળા બહુ જોવા મળ્યા. ઘણાંની હાલત બગડેલી પણ જોવા મળી. તા.૨-૫-૨૦૧૪ના અખાત્રીજ પ્રસંગે તપ-પારણા-અલ્પાહાર રાખેલ. લોકો તેમાં પણ બહેનો વિશેષ સંખ્યામાં આવેલી. મટન ઓરિસ્સાના લોકો સામાન્ય રીતે ખાય છે. બે-ચાર વસ્તુના વ્યસન એક સાથે હોય છતાં એ લોકો બેફિકર થઈને શરીર-પરિવારની પરવા કર્યા વિના લેતા જોવા મળ્યા. નાની ઉંમરના પતિ શરાબ પીધા પછી ઘરમાં મારપીટ કરતો. એને પણ લાવેલા. વ્યસન છોડાવવા નિશ્ચય કરેલો. એ રીતે દીકરી પોતાના બાપને શરાબ છોડાવવા લઈ આવેલી. સરખી રીતે સમજાવતાં તેણે હા પાડી.

એ રીતે અનેક લોકોને વ્યસન છોડાવવા સંઘના કાર્યકરો તેમજ અનેક લોકોએ પ્રયાસ કરેલો અને ઘણા લોકોએ છોડવા નિશ્ચય કરેલો. અન્ય સંઘના કાર્યકરોએ પણ સારી મહેનત કરી.

''વિહારનો વૈભવ''ભાગ-૪. પૃ.ક્ર.૨૬



''કશું ના હોય ત્યારે અભાવ નડે છે, થોડું જ હોય ત્યારે ભાવ નડે છે,
જીવનનું આ એક કડવું સત્ય છે, બધું હોય ત્યારે ''સ્વભાવ'' નડે છે.''



# ટાટાનગર : સારા-નરસા અનુભવો

તા.૫/૪/૨૦૧૪ના બાહલદા ગેસ્ટ હાઉસમાં ઉતારો કર્યો. ટાટાનગરના ભાવિકો પણ વહેલી સવારે આવી ગયા હતા અને વિહારમાં પણ સાથે રહ્યાં હતા.

ચૂંટણી પ્રચાર શરૂ થયો હોવાથી વાતાવરણ ગરમ ગરમ હતું. એમાં કોઈએ કલેકટરને જાણ કરી કે, અમે ગેસ્ટહાઉસમાં ઉતર્યા છીએ. એની ફરિયાદ થતાં બપોરના કોઈક ઑફિસર આવી ગેસ્ટ હાઊસને તુરંત ખાલી કરવાની તાકિદ કરી.

ટાટા નગરથી આવેલા ભાઈઓએ તેમને સમજાવવાની ઘણી કોશિશ કરી કે, સાધુ-મુનિ અને ચાર સેવકો સાથે કાલે તો નીકળી જશે. પણ ગમે તે કારણે ઑફિસરે મચક ન આપી.

રાજકારણ અને કલેક્ટર-પોલીસનો મામલો હોવાથી બહુ દલીલ કરવાની કે, વાતો કરવાનો અર્થ નહોતો. અમે તુરંત વિખરાયેલો સામાન એકત્ર કરી રવાના થયાની તૈયારી કરતા હતા. પોલીસ હુકમ કરે ને લફરા થાય તે કરતાં સમયસર નીકળી જવામાં સાર હતો. પણ! અમે રવાના થઈએ તે પહેલા એક એડવોકેટ દારૂ પી ને અમારી વ્યચસ્થા કરવા દોડાદોડી કરવા લાગી ગયા. પીધેલી હાલતમાં તેમણે કહ્યું; ''હમણાં મીટિંગમાં મટન-દારૂ પી ને મિટીંગ એટેન્ડ કરી આવ્યો છું. તમે અહીં ઉતરો ને ત્યાં ઉતરો.''

લોકો પણ આ તમાશો જોઈ રહ્યાં હતા. નશો ચડી ગયો હોવાથી એડવોકેટની બોલબોલ ચાલુ હતી. ટાટાનગરવાળા અમારા માણસ સ્કૂલમાં ઉતારા જોવા ગયા. પ્રાઈવેટ હોસ્ટેલ-સ્કૂલ હોવાથી હેડમાસ્તરે સાદર સરસ વ્યવસ્થા કરી આપી.

''વિહારનો વૈભવ'' ભાગ-૪. પૃ.ક્ર.૧૮

''વ્યસનોથી આપણને સ્ફૂર્તિ, તાજગી મળે છે તેવું લાગે છે. પણ તે ભ્રમજાળ છે. વ્યસનથી અંતે તો જીવનનો નાશ જ થાય છે.''

शिरः शार्वं स्वर्गात्पशुपति शिरस्तः क्षितिधरं
महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ।
अधोऽधो गङ्गेयं पदमुपगता स्तोकमथवा
विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ।।

ગંગા નદી સ્વર્ગમાંથી શંકરના મસ્તક પર ઊતરી. પછી શિવના મસ્તક  પરથી પર્વત પર ઊતરી, ઊંચા ગિરિશિખર પછી પૃથ્વી પર આવી અને પૃથ્વી પરથી સાગરમાં મળી ગઈ.

આમ આ ગંગા થોડુંક નીચે ઊતરી તો પછી નીચે ઊતરતી જ ચાલી. ખરેખર, એક વખત કોઈક વિવેકભ્રષ્ટ થાય તો તેનો સેંકડો માર્ગે વિનિપાત (વિનાશ) થાય છે.



''વ્યસન કાલે પણ સારું નહોતું, આજે પણ સારું નથી,
અને કાલે પણ સારું નહીં હોય. સ્થળ, સંજોગો કે પરિસ્થિતિ આ સત્યને બદલાવી શકતી નથી માટે તો શા માટે આ સત્યથી દિલચોરી કરવી ??''



પ.પૂ. નરેશમુનિ પ્રેરીત ''વ્યસનમુક્તિ અભિયાને'' યોજેલી કચ્છ જિલ્લા નિબંધ સ્પર્ધાના નિબંધોને સમાવતા અભિયાન દ્વારા પ્રકાશિત પુસ્તક 'સંકલ્પ' પેઈજ નં. ૧૮ અને ૧૯ પરના કેટલાક મુદ્દાઓનો સમાવેશ ગુજરાત રાજ્ય પાઠ્ય પુસ્તક મંડળે વર્ષ ૨૦૧૭થી અમલી બનેલા ધો.૧૨ના ''યોગ અને સ્વાસ્થ્ય શિક્ષણ'' ના પેઈજ નં. ૪૫ ઉપર કર્યો છે.

## પ.પૂ. નરેશમુનિ પ્રેરિત 'વ્યસનમુક્તિ અભિયાન'ની પ્રવૃત્તિઓનું વિહંગાવલોકન

**પ.પૂ. નરેશમુનિ 'આનંદ'નાં સંયમ જીવનના રજતજયંતિ નિમિત્તે વ્યસન નાબુદી માટે એક જબદસ્ત અભિયાન 'વ્યસનમુક્તિ અભિયાન' નામથી ચાલુ કરેલ છે. એમાં આજ દિવસ સુધી થયેલી પ્રવૃત્તિઓનું વિહંગાવલોકન અહીં પ્રસ્તુત છે.**

- વિહાર દરમ્યાન અને મુકામ સમયે જ્યાં અનુકૂળ સંયોગો હોય ત્યાં મુનિશ્રી દ્વારા લોકસંપર્ક તથા વ્યસનમુક્તિ સંબંધી પ્રવચનો.
- વિવિધ વર્તમાનપત્રોમાં મુનિશ્રીના લેખો.
- જનજાગૃત્તિ કેળવવા અર્થે સમયે સમયે ચિત્રોનું વિવિધ સ્થળોએ પ્રદર્શન.
- પ્રસિદ્ધ સાહિત્યકારો, કવિઓ તથા શિક્ષકો દ્વારા લિખિત નાટકો, કાવ્યો,વાર્તાઓ અને લેખો દ્વારા વ્યસનમુક્તિ સ્વસ્થ સમાજનું ચિત્ર દર્શાવવાના પ્રયત્નો.
- વ્યસનગ્રસ્ત તથા વ્યસનમુક્ત લોકોના સ્વ-અનુભવોના પસિંવાદ તથા ડોક્ટરો, સાહિત્યકારો તથા શિક્ષકો દ્વારા પરિસંવાદથી સમાજમાં ચેતના જાગૃત કરવાના પ્રયત્નો.
- લોકો વ્યસનોથી થતું નુકસાન સમજે તથા વ્યસનમુક્તિ તરફ પોતનું ધ્યેય રાખે એ હેતુને સિદ્ધ કરવા માટે લોકડાયરાઓ, નાટકો, સુંદર ગીતો દ્વારા મનોરંજક શૈલીમાં વ્યસનોની નિરર્થકતા સમજાવવી સંગીતમય ઑડિયો કેસેટ્સ, વિવિધ નોટબુક્સ દ્વારા વિદ્યાર્થીઓને વ્યસનમુક્ત કરવા માટેના સફળ પ્રયોગો.
- આકાશવાણી-ભુજ પરથી વ્યસનમુક્તિ અભિયાનની પ્રવૃત્તિઓને વાચા આપતી 'પ્રેરણાનું પાથેય' સાપ્તાહિક કાર્યક્રમ દ્વારા પ્રેરિત થઈ અનેક લોકો નિર્વ્યસની બન્યા (આ શ્રેણી એક વર્ષ સુધી ચાલુ રહી) આ સફળ કાર્યક્રમથી પ્રેરાઈ આકાશવાણી-ભુજે ''પ્રેરણાનું પાથેય'' ઑડિયો સીડી પ્રકાશિત કરી.
- આકાશવાણી ભુજે પ.પૂ. નેશમુનિ તથા 'વ્યસનમુક્તિ અભિયાન'ની મદદથી સમાજની વિવિધ પ્રતિભાઓના કાઉન્સેલીંગ દ્વારા 'લાઈવ ફોન-ઈન' કાર્યક્રમથી વ્યસન પીડીતોને માર્ગદર્શન આપી વ્યસનમુક્તિની એક નવી દિશા આપી.
- 'કચ્છમિત્ર' મંગળવારની પૂર્તિમાં 'અમૃત કળશ' કોલમ દ્વારા વ્યસનમુક્તિ અભિયાનના માધ્યમથી અનેક રાહ ભટકેલાઓ માટે નેત્રદીપક કાર્ય કર્યું.
- વ્યસનમુક્તિ સમગ્ર પ્રવૃત્તિ તથા વિભાવનાઓને સાકાર કરતી હિન્દી ડોક્યુમેન્ટરીનું નિર્માણ.
- સમય સમય પર વ્યસનીઓ માટે વિવિધ શિબિરોનું આયોજન જેમાં વ્યસન નાબૂદ થાય તેવા પ્રયત્નો.
- ગામ ગામે વિચરણ દ્વારા સ્કૂલો, કોલેજો, સંસ્થાઓ તથા ફેકટરીમાં વિઝ્યુલ શોના કાર્યક્રમો દ્વારા લોકજાગૃતિ.



પ.પૂ. નરેશમુનિ 'આનંદ'

## વ્યસનમુકત ભાવિ જગતના સ્વપ્ન દૃષ્ટા
## સંયમ માર્ગના ઉપાસકની ધાર્મિક, સાહિત્યિક અને સામાજિક કર્તૃત્વની આછી ઝલક

જન્મ : સંવત ૨૦૧૪ આસો સુદ ૪, તા. ૧૬-૧૦-૧૯૫૮, ભોજાય (કચ્છ)

દીક્ષા : સંવત ૨૦૩૨ ફાગણ સુદ ૧૦, તા. ૧૧-૦૩-૧૯૭૬, ભોજાય (કચ્છ)

દીક્ષા દાતા : પૂ. આચાર્યશ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબ

દીક્ષા ગુરુ : પૂ. તપસ્વીવર્ય શ્રી ધીરજલાલાજી સ્વામી

અભ્યાસ : દીક્ષા ગ્રહણ બાદ માંડવી અને ભુજમાં ક્રમશઃ પંડિતવર્યો શ્રી ઉપેન્દ્રભાઇ વોરા તથા શિવાજીભાઈ બારોટ પાસે સંસ્કૃત ભાષા અને પાણિની વ્યાકરણનું જ્ઞાન મેળવી જામનગરની બૃહદ સંસ્કૃત પરિષદની 'સંસ્કૃત સાહિત્ય રત્ન'ની પરીક્ષા ઉચ્ચ ગુણાંક સાથે પાસ કરી ચંદ્રક પ્રાપ્ત કર્યું. આ સાથે જૈન ફિલસૂફીના ગ્રંથોનો અભ્યાસ ચાલુ રાખ્યો. અન્ય ધર્મગ્રંથોનો ૧૬થી ૧૭ વર્ષ સુધી અભ્યાસ કર્યો.'જૈન સિધ્ધાંત પ્રભાકર'સહિત પરીક્ષાઓ પસાર કરી.

ધર્મ, સાહિત્ય તથા સામાજિક પ્રવૃત્તિઓની આછેરી ઝલક

૧. આકાશવાણી તથા અરિહંત ચેનલમાં ધર્મ, પર્યાવરણ તથા તત્વજ્ઞાન વિશેના વાર્તાલાપો.
૨. કચ્છમિત્ર તથા વિવિધ સામયિકોમાં પ્રસંગોપાત લેખો.
૩. ભારતભરમાં પરિભ્રમણ દરમ્યાન વિવિધ સ્થળોએ ચાતુર્માસમાં ધાર્મિક કાર્યક્રમો સાથે સાહિત્યકારોનું મિલન, સાહિત્યિક પરિષદ, ગોષ્ઠિ અને મેળાવડાઓનું આયોજન.
૪. વ્યસનમાં સપડાયેલા તથા વ્યસનમુક્ત બનેલા લોકોના અનુભવ વર્ણવતા પરિસંવાદો ઉપરાંત ખ્યાતનામ ચિત્રકારોના વર્કશોપ, ડોક્ટરો, સાહિત્યકારો અને શિક્ષકોના પરિસંવાદો દ્વારા સમાજમાં ચેતના રેડવાના પ્રયત્નો.
૫. લોકો વ્યસનોના ગેરફાયદા સમજે અને વ્યસનમુક્તિ પ્રત્યે તેમની અભિરુચિ કેળવાય એ હેતુથી લોકડાયરાઓ, સંગીતમય ઓડિયોકેસેટ્સ, વિઝ્યુઅલ સ્લાઇડઝ, ડોક્યુમેન્ટ્રી શો, સહિત ફેક્ટરીઓ અને શાળાઓમાં ઉપરોક્ત કાર્યક્રમો સહ સંયમજીવનની આરાધના સાથે સાથે છેલ્લા ૨૧ વર્ષથી ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, તામિલનાડુ, બંગાળ, બિહાર, છત્તીસગઢ, ઝારખંડ, આંધ્રપ્રદેશ જેવા રાજ્યોમાં વિહાર કરી લોકોમાં રહેલા વ્યસનો પાન, મસાલા, દારૂ, ગુટકા તથા અન્ય વ્યસનોની સાચી સમજ આપી, વ્યસનમુક્તિનું જોશીલું આંદોલન ચલાવી રહ્યા છે. હજારો વ્યસની યુવાનોને સાચે રસ્તે લાવી પરિવારનું કલ્યાણ કરી રહ્યા છે. તેમના આ અભિયાન દ્વારા વિશ્વશાંતિ, ગૃહશાંતિ અને વિશ્વના ઉત્કર્ષનું કલ્યાણ કરી રહ્યા છે.

પુસ્તક પ્રકાશન : ૧. 'છીપનાં મોતી' ૨. 'ફૂલ ખીલ્યું નવલી પ્રભાતે' ૩. 'આનંદ ભાવોની ખુશ્બુ' ૪. 'પ્રાસંગિક પ્રભાવના' ૫. 'દિવ્યજીવન જ્યોત' ૬. 'પ્રભુજી તમારી દેશનાએ મન મોહ્યું' ૭. 'મહેરામણનું મોતી' ૮. 'માતૃગુંજન' ૯. 'માતૃવંદના' ૧૦. 'સંત સ્નેહની ગંગોત્રી' ૧૧. 'ઉપકાર મીમાંસા' (ઓજસમુનિ સાથે. સંપાદન 'શબાબ' સાહેબ). ૧૨. 'વિહારનો વૈભવ' (ભાગ ૧ થી ૫) ૧૩. 'મંગલઘટ' ૧૪. 'વમળ' ૧૫. 'મધલાર' (કચ્છી)




:: પુસ્તક સંપાદન અને સંકલન ::

ડૉ. દિનેશ જોશી